

( વેદાંત-કેસરી. )

# શમન-ભવાટવી

યાને

# ઉત્તર-ભક્તમાળ.


યોજક, ગોપાળરાય પ્રભુરામ મેહેતા.

ભક્તમાળ પ્રસંગ, ધર્મવિચાર અને ગીતામૃતના કર્તા.

મુ. અમદાવાદ-સારંગપુર કાપડાની પોળમાં.



પ્રકાશકો,

દેસાઇ નાથાભાઈ વેરીભાઇ. મુ૦ સ્ટેશનરોડ પેટલાદ.

તથા

દેસાઈ ભાઈલાલભાઈ નરસીભાઈ. મુ૦ દેસાઈવાડ નડીઆદ.

આવૃત્તી ૧ લી. પ્રત ૧૦૦૦. સં. ૧૯૭૮. સને ૧૯૨૨.

એજન્ટ, મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા-અમદાવાદ.

કીંમત રૂ. ૦-૧૨-૦.

શ્રીગણેશાયનમઃ

શ્રી સદગુરૂ પરમાત્મા શ્રી સંગતિદાસાય નમઃ

# અથ શમન-ભવાટવી.

---

ઈ. સ. ૧૯૦૧ માં મેં શ્રીનાભાજી સ્વામીકૃત ભક્તમાળનું ગુજરાતી ભાષાંતર "ભક્તમાળ પ્રસંગ" નામ આપીને બહાર પાડયું હતું તે સગુણ ભક્તીરૂપ પુર્વાર્ધ ભાગ હતો તે વિષયનો ઉત્તરાર્ધ ભાગ નિર્ગુણ ભક્તીરૂપનો, હવે આ પુસ્તક દ્વારાએ બહાર પાડયો છે. ભક્તીના સ્વરૂપનાં બે અંગ છે, પુર્વ અંગ અને ઉત્તર અંગ અથવા સગુણ ભક્તી અને નિર્ગુણ ભક્તી. નિર્ગુણ ભક્તીને જ્ઞાન સંજ્ઞા અપાય છે.

ભક્તી સંયુક્ત જ્ઞાન એ એક અંગ છે અને જ્ઞાન સંયુક્ત ભક્તી એ તેનું બીજુ અંગ છે અને તે બંને અંગોનું એકત્રપણું તે પુર્ણ સ્વરૂપ છે. સગુણ ભક્તીનું અંગ તો પુર્વે થઇ ચુક્યુ છે અને નિર્ગુણ ભક્તીનું અંગ અથવા જ્ઞાન રૂપ અંગ બાકી રાખ્યું હતું તે આ લઘુ પુસ્તક રૂપે બહાર પાડયું છે, પણ પુર્વના નામને ફેરવ્યું છે અને શમન-ભવાટવી નામ રાખ્યું છે જન્મ મૃત્યુનું નિવારણ કરવું તે શમન-ભવાટવી છે. સ્વ-આત્મજ્ઞાન વીના વ્યક્તીભાવનો ભંગ થતો નથી અને જ્યાં સુધી વ્યક્તીભાવ રેહે છે ત્યાં સુધી જન્મ

મૃત્યુરૂપ પુનરાવર્તી પણ રેહે છે માટે પુનરાવર્તીને નિવૃત્ત કરવાને અવ્યક્ત જ્ઞાનની આવશ્યક્તા રેહે છે અવ્યક્ત જ્ઞાન સમજવાનો આ પ્રયાસ એક પ્રકારની યુકતી છે. જેમ **સગુણ ભકતોની** માળા (સંગ્રહ) તે પ્રમાણે આ નિર્ગુણ ભકતી છે જ્ઞાન (સંગ્રહ) ની જ્ઞાનમાળા છે.

શમન એટલે શમાવી દેવું તે, નિવૃત્ત કરવું તે અથવા બંધ પાડવું તે, ભવાટવી એટલે ભવ અને અટવી, ભવ એટલે સંસાર અને અટવી એટલે અટકાવવું તે, ચકડોળની પેઠે ભ્રમણ ઉપર ચઢીને ઉચે, નીચે અને ચારે તરફ ભટકાવું તે, અને તેવા અટનમાં યોનિજન્મ પુનઃ પુનઃ લેવા અને જન્મ અને મૃત્યુના ક્રમને પુનઃ પુનઃ તાબે થવું અને જન્મકાળ અને મૃત્યુકાળનાં અસહ્ય દુઃખોને સહન કરવાં એટલે કે ભવના ભ્રમણચક્ર ઉપર ચઢેલા રેહેવું તેને ભવાટવી કેહે છે. તે ચક્રના વેગને બંધ પાડવો તેને શમન–ભવાટવી કેહે છે.

જન્મ થાય છે એટલે મૃત્યુ પાછળ લાગે છે અને મૃત્યુ થાય છે ત્યાં પુનર્જન્મ પાછળ લાગે છે અને પુનઃ તેને મૃત્યુ થાય છે. આ ક્રમકદી બંધ થતો નથી. અનાદિકાળથી પ્રવાહરૂપે તે વહન કરતો રહ્યો છે. તેથી શીષ્યે ગુરૂને પુછ્યું કે—

**को दीर्घरोगोभवएवसाधोकिमौषधंतस्य विचारएव.**

પ્રશ્ન અર્થ—આ ભવ સંસારમાં જીવને મોટામાં મોટો અસાધ્ય રોગ કયો લાગુ પડેલો છે? અને રોગનું ઔષધ શું છે?

ઉત્તર અર્થ—પુનઃ પુનઃ જન્મ અને મૃત્યુ થવું અને પુનઃ પુનઃ ભવાટવીમાં પડવું તે જીવને અનાદિકાળથી મોટામાં મોટો અસાધ્ય રોગ લાગુ પડેલો છે અને તેને માટે એકજ રામબાણ ઔષધ છે તે એ છે કે તેને નિવૃત્ત કેવી રીતે કયા સાધન દ્વારાએ કરવો તેના નિત્ય પ્રતિ વિચાર યોજના કરવી તેજ એક સુગમ અને સેહેલો ઉપાય અને રામબાણ ઔષધ છે.

વિચાર રૂપી સુર્યનો ઉદય થાય ત્યારે આ ભવ સંસારમાં કયાં કયાં કેવું કેવું દુઃખ છે અથવા તો સુખ છે તે, આ સંસારમાં ક્યાં કયાં કેટલો કેટલો સાર ભાગ છે તે, અને કયાં કયાં અને કેટલો કેટલો અસાર ભાગ છે તે, અને તેમાં શું શું વાસ્તિવક છે અને શું શું અવાસ્તિવક છે તે, અને શું શું વિનાશી છે અને શું શું અવિનાશી છે તે, વિગેરે બાબતોનો સત્યાસત્ય વિવેક કરવાનુ સુઝે છે. “ બિન વિવેક હરી ભક્તી નહી, તાબિનદ્રવે ન રામ.” સત્યાસત્ય વિવેક કરવાથી ભવ સંસાર અસત વિનાશી, દુઃખરૂપ અને અસાર માલમ પડી જાય છે અને તેનો વૈરાગ, અભાવ કે અરૂચી થાય છે; અને જે સદા સુખરૂપ છે, સાર ભાગ છે, ત્રણેકાળ સત્ય સ્વરૂપ છે, અવિનાશી છે અને સદા આનંદ પ્રાપ્ત કરનાર છે તે વસ્તુને સંપાદન કરવાનો ભાવ થાય છે ટુંકામાં કહીએ તો સર્વ અનર્થોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તી કરવાનો ભાવ થાય છે અને તે ભાવ-

નાને (ઇચ્છાને) મોક્ષેચ્છા કેહે છે. જેને તિવ્ર મોક્ષેચ્છા થાય છે તેને પછી સંસારનો કોઇ પણ પદાર્થ પ્રીય લાગતો નથી. અથવા ગમતો નથી. સંસારમાં દાવાનળ અગ્નિ સમાન દુઃખ દેખાય છે તેથી સર્વ અપ્રિય લાગે છે. વળી જે મુમુક્ષુ અહં અને મમરૂપ મોહ પાશથી મુક્ત થવાને સદા યત્નશીળ રેહે છે, ચિત્તશુદ્ધી માટે યત્નશીલ રેહે છે, વળી જે જન્મ મૃત્યુ નિવારણ અર્થે જગતકર્તા ઈશ્વરનું પ્રણીધાન (શરણ) લે છે તેનેજ સાચો જીજ્ઞાસુ જાણવો તેવી જીજ્ઞાસાને વિવેક ઉત્પન્ન કરે છે.

આ વિષયના તર્ક વિતર્ક અને વિચારો કરવા એ આ લેખનો પ્રથમ ઉદ્દેશ છે. શ્રીમદ્ભગવદ ગીતા અને ચરપટ પંજરીકા સ્ત્રોત્રનો લેખ લખવામાં આશ્રય આધાર લીધો છે.

ગુહાર્થ અભિપ્રાય, ગુપ્ત રહસ્યનો પ્રકાશ કરવો તે આ લેખનો પ્રથમ આશય છે.

ભક્તી-જ્ઞાન સર્વ [1]અંતરંગ અને [2]બહીરંગ સાધનોની ઐકયતા કરવી તે આ લેખનો દ્વિતિય ઉદ્દેશ છે.

---

૧ અંતરંગ=સ્વસ્વરૂપના જ્ઞાનથી પુનરાવર્તી નીવૃત્ત થાય છે તેથી તે પોતા પાસેનું અપરોક્ષ સાધન છે. વીવેક, વૈરાગ્ય, ષટસંપતી અને મુમુક્ષતા ગુરૂપસતી શ્રવણ-મનન-નિદિધ્યાસન-મનોનાશ, વાસનાક્ષય, તત્વજ્ઞાનાભ્યાસ.

૨ બહીરંગ સાધન-યોગ, યજ્ઞ, જપ, તપ, દાન, વ્રત અને તીર્થ-

આ લેખ લખવામાં યુક્તી પ્રયુક્તીનો સમય-સુચકતાનો અને અતિ વ્યાપ્તીનો ઉપયોગ કર્યો છે.

શ્રીકૃષ્ણ પરમાત્મા અચિંત્ય, અતર્ક્ય અતિંદ્રિય અવ્યક્ત અવ્યય બ્રહ્મસ્વરૂપ છે તેથી અગમ્ય અવાચ્ય છે. અને શ્રી ગીતાજીના જ્ઞાન સ્વરૂપે તે સર્વને પ્રગટ દર્શન દેઇ રહ્યા છે.

શાસ્ત્રોની શબ્દ જાળની મુંઝવણુ મટાડવાનો તૃતીય ઉદ્દેશ છે.

જનસમુદાયને સુગમ પડવા માટે આ લેખની ભાષા—સામાન્ય રાખી છે.

[1]અપ્રતિત વસ્તુને યથાવત [2]પ્રતિતિ ગોચર કરનાર વિદ્યામાયા છે કે જે [3]અનિર્વચનીય છે અને જગતજનુની છે અને સર્વ [4]પ્રતિતિઓ માયા પ્રદેશમાં થાય છે અને માયાવી થાય છે. આ લેખ પણુ તે નીયમને અનુસરીને માયામય છે. અપ્રતિત વસ્તુ સદા અગમ્ય છે.

---

યાત્રા આદિથી ચિત્તરૂપ ભુમીકાની યોગ્યતા શુદ્ધિ થાય છે પુનરાવર્તિ નીવૃત્ત થતી નથી તે સાધન છેટેનાં પરોક્ષ સાધન છે.

૧ અગમ્ય. ૨ ગમ્ય, જણુાય તેવી. ૩ સત્ય અને અસત્ય એ બંનેથી વિલક્ષણુ તેથી વાણી વચનથી વર્ણવી શકાય નહી તેવી. ૪ ગમ, જાણુ, અથવા વ્યવહારીક જ્ઞાન.

આ લખાણુની બાબતો લક્ષ્યમાં ઉતારવાથી [1]આગમ [2]નિગમની [3]ગમ પડશે.

આ લખાણનું સાંકળીયું અથવા અનુક્રમણીકા બની શકી નથી, કારણ કે લેખનું રૂપ સળંગ એક વિષયરૂપ થયું છે જેવો વિષય તેવું રૂપ. વિષય પરમાત્માના જ્ઞાનરૂપ છે; પરમાત્મા અખંડ એક અદ્વૈત છે, તે પ્રમાણે તેમના વિશેનું લખાણ પણ સળંગ થવાથી અખંડ એક બની ગયુ છે. તેથી તેના વિષયોના જુદાજુદા ભાગ પાડીને અનુક્રમણીકા બનાવવું તે અશક્ય છે. કારણકે આ લખાણ આખું એ શંકા અને સમાધાનરૂપ છે. શંકા ભાગ લખાણ વચમાં નડતર કરતા હોવાથી શંકાનું સ્વરૂપ અધ્યાહાર રાખ્યું છે અને સમાધાન ભાગ શંકાના પ્રમાણમાં લખ્યો છે. જેવી શંકા તેવું સમાધાન વળી તેમાં શંકાની પણ શંકા થવા માંડી તેથી તેનું સમાધાન પણ તેજ સ્થળે કરી દીધું છે, અને તે પછી ચાલતી શંકાના સમાધાનને અવકાશ આપ્યો છે.

સામાન્ય ભાવે વાંચનારને આ લખાણમાં કંઇ રસ પડે તેમ નથી. જીજ્ઞાસાના ત્રણ પ્રકાર છે, ઉત્તમ, મધ્યમ અને કનીષ્ટ. જીજ્ઞાસાના પ્રમાણમાં યોગ્યતા અને યોગ્યતાના પ્રમાણમાં સમજણ અને સમજણના પ્રમાણમાં રસ પડશે. આ લખાણમાં ઘણી ઘણી બાબતો ટુંકટુંકામાં સમાવી દીધી

---

૧ વેદો. ૨ શાસ્ત્રો. ૩ બોધનો અભિપ્રાય સમજાશે.

છે. જેમકે "હું" એટલે કોણ, હું ક્યાંથી આવ્યો અને ક્યાં જઈશ, જગતમાં અને વળી તેમાં મનુષ્ય શરીરમાં આવવાનું શું પ્રયોજન છે, નરદેહમાં શું દુર્લભતા છે અને તેની સાર્થકતા શું છે, મૃત્યુ પછી જીવાત્માની શીવ્યવસ્થા થાય છે, ક્યાં જાય છે અને ક્યાં આવે છે. આ જગતનો કર્તા હશે કે નહી તેમજ મારો કર્તા કોણ હશે, કર્તા ક્યાં કયા પ્રદેશમાં કે કયા લોકમાં રેહે છે અને તે કર્તાનો પણ બીજો કર્તા કોણ હશે, જીવ એટલે શું તેનું સ્વરૂપ કેવું હશે, ઇશ્વર એટલે શું તેમનું સ્વરૂપ કેવું હશે, માયા એટલે શું તેમનું સ્વરૂપ કેવું હશે, બ્રહ્મ એટલે શું અને તેમનુ સ્વરૂપ કેવું હશે, જીવ ઈશ્વર અને બ્રહ્મ એ ત્રણેની ઐક્યતા કેવા પ્રકારે થાય, ઈશ્વર શાથી મળે કોણ તેમનાં દર્શન કરાવે, દર્શનના પ્રકાર કેવા છે, મોક્ષ એટલે શું કેવા પ્રકારની મુક્તીને મોક્ષ કેહે છે, કર્મ એટલે શું, ભક્તી એટલે શું ઉપાસના એટલે શું, જ્ઞાન એટલે શું, સંભ્રમ એટલે શું, નાસ્તીક શું, આસ્તિક શું, ગુરૂ એટલે શું, આ લોક એટલે શું અને પરલોક એટલે શું, વિધિ શું, નિશેધ શું, મુર્તી પુજા શું, વાદ શું, અપવાદ શું, મતમતાંતર શું અને ધર્મ અધર્મ અને પાપપુન્ય શું, વીગેરે જે જેવો જોનાર તેને તેવું આ લખાણમાંથી જણાઇ રેહેશે. જ્ઞાન સમજવાની આ લખાણ એક પ્રકારની યુક્તી છે, યુક્તીથી અઘરી બાબત સેહેલી સુગમ થાય છે અને થોડે ઘણું પતે છે.

શ્રીમુખે કહ્યું છે કે नास्तिबुद्धिरयुक्तस्य અયુકતને નિશ્ચયાત્મક બુદ્ધિ થતી નથી, અયુકતને દ્રઢ અચળ શ્રદ્ધા કે ભાવના થતી નથી તેથી અતૃપ્તી રેહે છે તેથી શાંતી વળતી નથી અશાંતીમાં સુખ કયાં છે? સતત યુકતનેજ પરમાનંદની પ્રાપ્તી થાય છે. ॐ तत्सत्.

| | |
|---|---|
| મુ. અમદાવાદ. | યોજક, |
| સારંગપુર ફાફડાની પોળ. | ગોપાળરાય પ્રભુરામ રીટાયર્ડ ગુડસકલા |
| સં. ૧૯૭૮ ના શ્રાવણ વદી ૮ | ભકતમાળ પ્રસંગ, ગીતામૃત, |
| ગોકળઅષ્ટમી તા. ૧૬-૮ ૨૨ | ધર્મ વિચારના કર્તા. |

---

# अथ मंगळाचरण

## निर्गुण भक्तोनुं.

**यंब्रह्मा वरुणेंद्र रुद्रमरुतः स्तुवंतिदिव्यैः स्तवैः**

અર્થ—જે સ્વયં પ્રકાશ્ય પરમાત્મા દેવને બ્રહ્મા વરૂણ ઈંદ્ર મરૂત અગ્ની સુર્ય વાયુદેવ મન બુદ્ધિ આદી અંતઃકરણ ચતુષ્ટય અને પરપ્રકાશ્ય શ્રોત્ર ત્વચા આદિ ઇંદ્રિઓનો સમુહ અને તે પ્રત્યેકના સત્તા સ્ફુરણ દેવતાઓ, દીવ્ય સ્તોત્રોથી સદા સ્તવન કરે છે, પદક્રમ ઉપનિષદ આદી અંગોસહીત સામવેદને-આદી લેઇને ચારે વેદો જેમનું ગીત ગાયન કરે છે, ધ્યાન અવસ્થામાં પોહાચેલા યોગીજનો મનની એકાગ્ર વૃત્તી દ્વારાએ જેમનું

દર્શન કરે છે અથવા જ્ઞાનચક્ષુ દ્વારાએ જુવે છે અથવા જાણે છે, અને દેવતઇ પ્રકૃતિ સમુહ અથવા આસુરી પ્રકૃતી સમુહ એ બંનેમાંથી એકે પણ જેમને જાણવાને માટે શક્તીવાન થતો નથી કારણ કે તે પરમાત્માદેવ સુક્ષ્મથી સુક્ષ્મ— અને તેથી પણ સુક્ષ્મ છે અને આકાશ આદિ સુક્ષ્મ અને સર્વવ્યાપક પંચમહાભૂતને પણ સર્વને પોતાના અંતરગત ધારણ કરી રહ્યા છે અને જે સર્વના કારણ રૂપ છે, કારણના પણ કારણ રૂપ છે અને તેના પણ કારણ રૂપ છે, ઇંદ્રીય અગોચર અતિંદ્રિય છે, મન અને વાણીની પાર અવાચ્ય પદ છે, જે નેતિ અવશેશ અસ્મિતા અહંપદ સર્વ વ્યાપક છે, જે પોતાના એક અણુ અંશમાં એવા અહંપદના વિશેશ જ્ઞાનમાં અનંત કોટી દ્રવ્ય રચનાઓને પોતે પોતામાં પોતાપણે ધારણ કરી રહ્યા છે અને તે છતાં સદા નિર્વિકાર છે તે પરમાત્મા દેવને મારા સાષ્ટાંગ નમસ્કાર છે.

## ૐ नमोस्त्वनंताय—

ૐકાર કે જે બ્રહ્મસુચક અને બ્રહ્મ સ્વરૂપ છે જે અવ્યક્ત, અમર્યાદ બેહદ અપાર છે. દેશકાળ, અને વસ્તુ અપરિછિન્ન છે સર્વભાવ અને અભાવના પણ ભાવરૂપ છે, જે અનંત કોટી સ્વરૂપો જે સર્વ દ્રવ્ય રૂપે જણાય છે તે સર્વ રૂપોનું જે અધિષ્ટાન છે તેથી સર્વ રૂપો તેમનાંજ છે, અનંત કોટી પાદો, મુસ્તકો, બાહુઓ અને અનંત કોટી નામ સંજ્ઞાઓ

અખંડ એક અવ્યક્ત અવ્યય સર્વ વ્યાપક પરમાત્મા દેવનાંજ છે, જે પરમાત્મા દેવ પ્રકૃતી અતીત અને અનાદી સિદ્ધ સદા પુરૂષ રૂપ છે અને વળી જે પરમાત્મા અનંત કોટી યુગોને ધારણ કરી રહ્યા છે, જે પરમાત્મા દેશ–કાળ–વસ્તુ–નામ અને રૂપ સર્વ દ્રષ્ય વર્ગ પોતે પોતામાં પોતાપણે પોતાની અનિર્વચનીય માયા શકતી દ્વારાએ–સર્વરૂપ થઇ રહ્યા છે તે પરમાત્મા દેવને મારા વારંવાર નમસ્કાર છે.

**असित् गिरि समंस्यात्कज्जलं सिंधुपात्रे.**

હે નાથ, હે દેવના દેવ મહાદેવ, સમસ્ત ગીરી, પર્વતોનું જો કદી કાજળ બનાવીએ અને તેને સમસ્ત સિંધુઓ રૂપી પાત્રોમાં–નાંખીને જો કદી તેની શાહી બનાવીએ અને કલ્પતરૂ આદી–સર્વ દેવતઇ વૃક્ષોની ડાળી શાખાઓની જો કદી લેખણો બનાવીએ, અને સંકલ્પ સિદ્ધ દેવતઇ શકતી વિદ્યા માયા શારદા–દેવી આપના અપાર ગુણ માહાત્મ્યનો વિસ્તાર લખવા જો કદી બેસે–અને ભૂત–ભવિષ્ય આદી સર્વ કાળ સુધીનો કાળ તેમને લખવાનો સમય આપીએ તોપણ હે ત્રીલોકી નાથ આપના અખુટ ગુણ માહાત્મ્યનો નીમેશ પલકારા જેટલો કાળ પણ અંત આવતો નથી કારણ કે આપ અતિંદ્રિય, અગોચર અવાચ્ય રૂપ છો, વેદો પણ આપને નેતી સ્વરૂપ કેહે છે તે માટે હે નાથ હું આપને વારંવાર–સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું. મને આપનો સ્વજન દાસ, ભક્ત, અને પુત્ર માંની લેજો.

## સગુણ ભક્તીનું મંગળાચરણ

ભક્તી, ભક્ત, ભગવંત, ગુરૂ, ચતુર નામ વપુ એક,
તિનકે પદ વંદન કિયે, નાશત વિઘ્ન અનેક
મંગલ આદિ વિચારિ યહ, વસ્તુ ન ઓર અનૂપ
હરિજનકે યશ ગાવતે, હરિજન મંગલ રૂપ
સંતનિ મિલિ નિરને કિયો મથિ પુરાણ ઇતિહાસ
ભજવે કો દોઇ સુધરહે કે હરી કે હરીદાસ.

અર્થ—ભકતી, ભકત ભગવંત, અને ગુરૂ એ ચારે નામ જો કે જુદાં જુદાં છે તોપણ તે એકજ અધિષ્ટાન વસ્તુ છે, ચારે જુદાં જુદાં નામો અને જુદાં જુદાં સ્વાંગોનુ અસલ શરીર એક છે માટે તેમાંથી કોઇ એકનુ પણ મહાત્મ્ય વર્ણન કરતાં બાકીના ત્રણેનુ મહાત્મ્ય અંદર આવી જાય છે, તેથી એકજ વિષયનાં તે જુદાં જુદાં અંગો છે અથવા ચારે અંગ મળીને એક વિષય થાય છે માટે તેમના ચરણારવિંદનું પ્રથમ વંદન કરવાથી અથવા તેમની અતર્ક્ય સ્વરૂપ-સ્થિતિનુ વર્ણન કરવાથી અધ્યાત્મ અધિભૂત અને અધિ દૈવકૃત સર્વ વિઘ્નો નાશ પામે છે.

મંગળાચરણના આદિપણાનો અથવા ઉત્પત્તિ સ્થાનનો વિચાર કરતાં સર્વ સંતસમાજને એમ માલમ પડયું કે એના સમાન બીજી કોઈ અનૂપ વસ્તુ નથી પણ હરીજનના યશ ગુણગાવા તેજ અનૂપ છે કારણ કે તેમ કરવામાં શ્રીહરીના ગુણ મહાત્મ્ય આપોઆપે ગવઈ જાય

છે, માટે જે જે હરીજન—લોકો છે, ભક્ત લોકો છે જે લોકો શ્રીહરિના સ્વજન છે તેમને મારા નમસ્કાર છે, તેમનુ સ્મરણુ કરવું તે મંગલ સ્વરૂપ છે.

પુર્વ કાળમાં સર્વ સંત માહાત્માઓએ ઇતિહાસ પુરાણુ આદી સર્વ ધર્મશાસ્ત્રોનુ અવલોકન કરીને સર્વનો એક સિદ્ધાંત નિશ્ચય થયો કે, ભજવામાં બંને શ્રેષ્ટ છે, ભકતની સેવા તે ભગવાનની સેવા બરોબર છે અને ભકતનું સ્મરણુ તે ભગવાનના સ્મરણુ બરોબર છે;- કાંતો હરીને ભજો કાંતો હરીના દાસને ભજો. એકને ભજતાં બાકીના એકનું ભજન આપો આપે અંદર આવી જશે. એવો ચમત્કાર છે.

સગુણુ ભકતી, અને નીર્ગુણુ ભકતી (જ્ઞાન) ઉભય એક સ્વરૂપ છે અથવા એક શરીરનાં બે અંગો છે, જમણું અને ડાબુ એકની (ભકતી અને જ્ઞાન એ બંનેમાંથી એકની) ન્યુનતા તે સ્વરૂપના અંગની હીનતા છે. અથવા ન્યુનતા છે, અથવા અર્ધ—અંગપણું છે તેથી અપુર્ણતા છે, જો જ્ઞાન હોય અને ભકતી ન હોય અને ભકતી હોય અને જ્ઞાન ન હોય તો તેટલી ખાંમી છે, ન્યુનતા છે અથવા અપુર્ણતા છે, એમ જાણુવું, અથવા અંગહીનતા માનવી. સર્વ અંગની સંપુર્ણતા (જ્ઞાન સંયુક્ત) ભકતી અથવા (ભકતી સંયુક્ત) જ્ઞાન છે, તેમાં એક અંગનુ મુખ્યપણું રેહે છે અને બીજા અંગનુ અમુખ્યપણું રેહે છે સામાન્ય કે ગૌણુપણુ રેહે છે.

જે મુખ્ય હોય તે જમણું અંગ માનવું અને જે ગૌણુ હોય તે ડાબુ માનવું. મુખ્યનો પ્રકાશ આગળ પડતો થાય છે અને તે પ્રમાણે જ્ઞાની કે ભકત એ સંજ્ઞાથી પ્રસિદ્ધ થાય છે. બાકી તેઓ બંને અંગો (ભકતી અને જ્ઞાન) સહીત સંપુર્ણ એક સ્વરૂપ હોય છે. તેમનુ પ્રથમ નામ સ્મરણ આદી મંગળાચરણ છે.

ચારે જુગમાં થયેલા સર્વ ભકતજનોને મારા નમસ્કાર છે. પુર્વના ભકતમાળ પ્રસંગ નામના પુસ્તકનો આ લેખ ઉત્તરાર્થ ભાગ છે.



श्री गणेशायनमः ॥ १ ॐकार सद्गुरुप्रसादी ॥

# ॥ अथ चरपट पंजरिकास्तोत्र. जगद्गुरु श्री शंकराचार्य भगवानकृत. ॥

भज गोविंदं भज गोविंदं गोविंदं भज मूढ मते
प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुक्रिञ्करणे. १
बालस्तावत्क्रीडा सक्त स्तरुण स्तावत्तरुणीरक्तः
वृद्धस्तावच्चिंतामग्नः परेब्रह्मणिकोऽपिनलग्नः ॥ भज. २
अंगंगलितं पलितं मुंडंदशन विहीनं जातु तुंडम्
वृद्धोयाति गृहीत्वा दंडं तदपिन मुंचत्त्काशा पिंडम् ॥ भज. ३
पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननि जठरे शयनं
इह संसारे खलु दुस्तारे कृपया पाहि पाहि मुरारे ॥ भज. ४
दिनमपिरजनी सायंप्रातः शिशिरवसन्तौ पुनरायातः
कालः क्रीडति गच्छत्यायुस्तदपिनमुंचत्याशा वायुः ॥ भज. ५
जटिलोमुंडित लुंचित केशः काशायांबर बहु धृत वेषः
पश्यन्नपिनचपश्यतिलोकः उदरनिमित्तंबहुकृतशोकः॥ भज. ६
वयसिगतेकः कामविकारः शुष्के नीरः कः कासारः
क्षीणे वित्तेकः परिवारो ज्ञाते तत्त्वेकः संसारः ॥ भज. ७
अग्रेवन्हिः पृष्ठे भानुरात्रौ चिबुक समर्पित जानुः
करतल भिक्षातरुतलवासस्तदपिन मुंचत्याशा पाशः ॥ भज. ८

रथ्या कर्पट विरचितकंथाः पुण्यापुण्य विवर्जित पंथा
नत्वं नाहं नायं लोक स्तदपि किमर्थंक्रियते शोकः ॥ भज. ९
नारीस्तन भरजघन निवेश दृष्ट्वा मायामोहावेशम्
एतनमांसवसादि विकारं मनसिविचारय वारंवारम् ॥ भज. १० गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपति रूपमजस्रम्
नेयंसज्जननिकटे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥ भज. ११
भगवद्गीता किंचिद धीता गंगाजल लवकणिकापीता
येनाकारिमुरारेरर्चा तस्ययमः किंकुरुते चर्चाम् ॥ भज. १२
कोऽहं कस्त्वंकुत आयातः कोमे जननी कोमे तातः
इति परिभावय सर्वमसारं सर्वंत्यक्त्वा स्वप्नविचारं ॥ भज. १३
कातेकांता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः
कस्य त्वंवाः कुतआयात स्तत्वंचिंतयमनसिभ्रातः ॥ भज. १४
सुरतटिनी तरुमूलनिवासः शय्या भूतलमजिनंवासः
सर्वपरिग्रह भोगत्यागः कस्यसुखंनकरोतिविरागः ॥ भज. १५
कुरुते गंगासागर गमनं व्रत परिपालनमथवादानम्
ज्ञानाविहीने सर्वमनेन मुक्तिर्नभवति जन्मशतेन ॥ भज. १६

જેના શ્લોકમાં ચાર ચાર પાદ અથવા ચરણ છે તે સ્તોત્રને ચરપટ પંજરીકા નામ આપ્યું છે. શ્લોકોનો સામાન્ય અર્થ.

હે મૂઢ બુદ્ધિ જે કંઇ આયુષ ભરમાં સંપાદાન કરેલ હશે તેજ અંતકાળ મૃત્યુ સમયે પ્રાપ્ત થશે કંઈ ડુકિંય કરણે તે કાળે તારી રક્ષા કરશે નહી.

માટે શ્રીગોવિંદનેભજ ગોવિંદનેભજ. ભજગોવિંદને. ૧

જ્યાં સુધી બાલ્યાવસ્થા હોય ત્યાં સુધી ક્રીડા રમતમ આસકત રેહે છે, તરૂણવય તરૂણીમાં રતી પ્રીતીવાળો રે છે વૃદ્ધપણમાં ચિંતાગ્રસ્ત રેહે છે પણ એકે વયમાં તં પરબ્રહ્મ પરમાત્મામાં લગની લગાવવાનો અવકાશ મળતે નથી માટે હવે તો કંઇ સવેળા ચેતી જા. ૨.

અંગો ગલીત થયાં મુંડ ઉપર પળીઆં આવ્યાં, દાં પડી જવાથી મુખ તુંબડા જેવું બોખું થયું, વૃદ્ધ વ થવાથી ટેકા માટે લાકડી ગ્રહણ કરવી પડી, તોપણ હજી આશારૂપી લાડુના સ્વાદનો ત્યાગ થતો નથી. ૩.

પુનઃ પુનઃ જન્મ અને પુનઃ પુનઃ મરણ અને પુન પુનઃ જનનીના જઠરમાં અધોમુખ શયન કરવાથી હવે પણ ઉપરામ થવું નથી, આ સંસાર અંત રહીત મહાસાગર છે અને તેથી તે તરવો દુસ્તર છે, શ્રી મુરારી પરમાત્માની કૃપા હોયતોજ સંસારસાગરની પાર થવાય છે. ૪.

દિવસ પછી રાત્રી અને સાયંકાળ પછી પ્રાતઃકાળ શિશિર ઋતુ પછી વસંત આવે છે, કાળ ક્રીડા રમત કરે છે, આયુષ ઘટતુ જાય છે તોપણ હજી આશારૂપી વાયુનો ત્યાગ થતો નથી. ૫.

મુંડનુ મુંડન કરાવે, કે કેશનું લુંચન કરાવે તોડાવે કાશાય અંબર વસ્ત્ર ધારણ કરીને નાના પ્રકારના વેશને ધારણ કરે તોપણ ઉદર નિમિત્ત બહુ શોક ચીંતા કરતો યતી, લોકને નજરે જોતો થકો પણ જાણે કંઇ જોતો કે જાણતો નથી એવો વર્તાવો રાખે છે, ઉદર પોષણ ઉપર ખાસ ધ્યાન રાખે છે. ૬.

વય ગયા પછી કામવિકાર ક્યાં રેહે છે, નથી રેહેતો, નીર સુકઈ ગયા પછી સરોવરમાં શું સાર છે, કંઇજ નહી, દ્રવ્ય ક્ષીણ થાય તો પરીવાર ક્યાં? કોઇ કોઇનું સગુ થતું નથી, પૈસાનું સર્વ સગુ છે. તત્વજ્ઞાન થયા પછી સંસારમાં સત્યતા ક્યાં રેહે છે? નથી રેહેતી. સંસાર સ્વપ્ન જેવો મીથ્યા અસત્ય જણાય છે. મનના સંભ્રમ રૂપ જણાય છે. તેથી તત્વને જાણ્યા પછી સંસારનો મોહ નષ્ટ થાય છે. ૭.

તપસ્વી લોક અગ્રમાં અગ્ની તાપ ધુણી ચેતાવે છે પ્રષ્ઠે મધ્યાન કાળના સુર્યનો તાપ વેઠે છે એ તો ગ્રીષ્મ ઋતુનું તપ અને શીતકાળના તપમાં અતી શીત રાત્રીકાળે શીતને સહન કરતાં હડપચીને બંને જાંગો વચ્ચે ઘાલી દે છે વળી યતી લોક સર્વ ત્યાગ કરવાથી હાથમાંજ ભીક્ષા માગીને ખાઇ લે છે અને જ્યાં ત્યાં તરૂતલમાં રાત્રી નિવાસ કરી લે છે આટઆટલાં તપ અને આટઆટલાં દુઃખો સહન કરે છે તોપણ તેઓ આશારૂપી પાશનો ત્યાગ કરી શકતા નથી. ૮.

રસ્તામાં પડેલાં પુરાણું વસ્ત્રોના કકડા વીણી
ને તેની રચેલી કંથાગોદડી ધારણ કરતો અબધૂત, પુ
અને અપુન્ય એ બંનેથી રહીત અતીઆશ્રમી અબા
પંથ અને સંપ્રદાયથી રહીત થયો થકો પણ નિર્ભય ગતી
પ્રાપ્ત કરી શકતો નથી; નતો તું છે નતો હું છું ન
આ લોક આ જગત છે, હું તું અને આ જગત સર્વ
વિકારી અધિષ્ટાન વસ્તુની અવસ્તુ રૂપ પ્રાતીભાસીક પ્રતી
ઓ છે. જેમ રજ્જુમાં કોઇને સર્પ પ્રતીતી, કોઇને પૃ
રેખા, કોઇને જળ રેખા અને કોઇને લાકડી એમ જુ
જુદી ભ્રાંતીઓ અનુભવાય છે; રજ્જુમાં વિકાર થયો ન
રજ્જુનું સત્ય જ્ઞાન થતાં પ્રાતી ભાસીક ભ્રાંતી દુર થાય
તે પ્રમાણે નિર્વિકાર બ્રહ્મતત્વમાં સર્વ સંભ્રમો પ્રાતીભાસ
દેખાય છે પરમાર્થ દશામાં સર્વ પ્રતીતીઓ અસત્ય જણ
છે. હું કે તું કે આ જગત વસ્તુતાએ સત્ય નથી મ
અનિર્વચનીય દશામાં સ્વપ્નની પેઠે અનુભવરૂપ રેહે છે જ્ઞ
જાગૃત થતાં અવસ્તુ જણાય છે, માટે અવસ્તુને માટે
તું કેમ શોક કરે છે ? શોક ન કર અને અધીષ્ટાન
શ્રી ગોવિંદનું સતત સ્મરણ કર. ૯.

નારીના ભારે પુષ્ટ સ્તનો અને જંઘા આદીના વેશોને
માયાકૃત, માયારૂપ, ઇન્દ્રજાલીક, જાદુકપટ જેવા અને મો
ઉપજાવનારા વેશો છે એમ તું જાણ. સર્વ અસત્ય છે
અસાર છે.

નારીનાં મોહજનક સર્વ રૂપો અને કાંતીઓ રક્ત-માંસ, મેદ આદીના સર્વ વિકારો છે, સર્વમાં એકજ સરખી વસ્તુઓ છે મળમુત્ર અને વિષ્ટા દુર્ગંધ છે અને તેમના વિચિત્ર સ્વભાવોની તો વાતજ શું કરવી જેમ કેહેવત છે કે "દુઃખ ન હોય તો ડાળુ લેજો," તેમ જેને કંઈ દુઃખ ન જણાતુ હોય તો તેણે સ્રીસંગ કરી જોવો એટલે દુખની ખબર પડી આવશે. આ લોકમાંજ માત્ર દુઃખરૂપ છે એ-ટલુ બસ નથી પણ પરલોકમાં પણ તે નરક લોકના દ્વાર રૂપ છે. द्वारंकिमेकं नरकस्यनारी નારી એજ એક નરક લોકનુ દ્વાર છે. સામાન્યપણે આ નીયમ છે તેથી સ્રી વ-ર્ગની નીંદા ન ગણવી પણ ઉપરામ બુદ્ધિ કરવાનો હેતું છે. સ્રી વર્ગે પુરૂષ વર્ગને તે પ્રમાણે હેતુ ગણવાનો છે અને બંને પક્ષે મોહ આસકતીનો ત્યાગ કરવાનો છે. સર્વ નીયમોને અપવાદ હોય છે તેથી સર્વ સ્રી કે સર્વ પુરૂષ નીંદા પાત્ર નથી. જ્યારે જ્યારે સ્રી દર્શન કે સ્રી ચિંત્વન થાય ત્યારે ત્યારે તેમનામાં દોષ આરોપણ કરવા અને વારંવાર દોષ દેખાડી દેખાડીને પોતાના મનને વારી રાખવું. ૧૦

શ્રીમદ ભગવદ ગીતાજી તથા શ્રીવિશ્નુ સહસ્ર ના-મના પાઠના શ્લોકોનું મગ્નતા પુર્વક ગાનતાન કર, શ્રી માયાપતી શ્રી લક્ષ્મીપતી એવા જગત કર્તા ઇશ્વરની સગુણ

મુર્તીનું ધ્યાન કર, સજ્જન સંત સમાગમમાં ચીત્ત લગાડ, દીન જનોને દ્રવ્યનું દાન કર. ૧૧.

શ્રીમદ્‌ભગવદ્ ગીતાજીનું કિંચિત કાળ પણ કંઈક અધ્યયન કર, પતીતપાવની અધમ ઉદ્ધારિણી સુર સરીતા શ્રી ભાગીરથી ગંગાજીના જળનું લવમાત્ર પણ કણિક માત્ર પણ પાન કર, મુરારી એવા શ્રીકૃષ્ણ પરમાત્માનું નીષ્કામ અર્ચન કર ઉપાસના અને ભક્તી કર. જેમણે આવું કંઈક કર્યું હશે તેમની યમરાજ અને યમદૂત વાત ચર્ચા પણ કેવી રીતે કરશે? નહીજ કરે. ૧૨.

હું કોણ છું, શી વસ્તુ છું, તું કોણ છે, શી વસ્તુ છે, અને ક્યાંથી આવ્યો, મારાં માતાપીતા કોણ છે એનો તપાસ કરતાં સ્વપ્ન રચના અને સ્વપ્ન ઘટનાની પેઠે સ્વસત્તા શુન્ય સંભ્રમ માલમ પડે છે તેથી અસાર છે માટે સ્વપ્ન સાદ્રશ્ય સર્વ ઉદ્‌ભવ રચના અને ઘટના છે એમ નીત્ય પ્રતી પુનઃ પુનઃ વિચાર કરતા રેહેવું, અને સર્વથી ઉપરામ રેહેવું. ૧૩.

કોણ કોની કાંતા સ્ત્રી અને કોણ કોનો પુત્ર સ્વપ્ન રચના અને સ્વપ્ન ઘટનાની પેઠે સંસાર ઘટના એક એકથી ચિત્ર વિચિત્ર અને વિલક્ષણ ઉદ્‌ભવે છે. તું કોણ છે અને કોનો છે અને તું આ લોકમાં ક્યાંથી આવ્યો? સર્વ મનની સંભ્રમ ભ્રમણાઓ છે, અનિર્વચનીય છે, પ્રાતિભાસીક છે;

નિર્વિકાર અવ્યક્ત અવ્યય અનિર્વાચ્ય અતિંદ્રિય અતર્ક્ય અચિંત્ય, અગમ્ય અચ્યુત અખંડ અદ્વૈત એક અસ્મિતા અહં સચ્ચિદાનંદ પરબ્રહ્મ પરમાત્મા તત્વજ ચિદાકાશ રૂપ ત્રીકાળ સત્ય વસ્તુ **અધિષ્ઠાન તત્વ** છે એવુ મનમાં ચિંત્વન કર્યા કર. ૧૪.

સુરસરીતા શ્રીગંગાજીના તટના તરૂના મુળ પાસે નિવાસ કરવો, પૃથ્વિ તળની શય્યા કરવી, મૃગચર્મ રૂપ વસ્ત્રને ધારણ કરવાં અને ભોગ માટે સર્વ સંગ્રહનો ત્યાગ કરવો અને દેહના અહંમમ સંગ્રહનો પણ ત્યાગ કરવો આવા મહાન વૈરાગ્યની સ્થિતી ક્યા યોગી યતીને સુખ આપતી નથી ? આપે છેજ. જે તેવા હોય તે સર્વને આપે છે. ૧૫.

ભલે ગંગાસાગર તીર્થ યાત્રા ગમન જાઓ, નાના–પ્રકારના વૃત્તોનુ સેવન પરીપાલન કરો અથવા નાના પ્રકારનાં દાન આપો, તોપણ જ્યાં સુધી અવ્યક્ત અવ્યય નિર્વિકાર **નીજ પદનું** યથાવત યથાર્થ જ્ઞાન નહીં થાય ત્યાં સુધી ભલે બીજા સો જન્મો થઇ જાય તોપણ જીવાત્માનો આત્યાંતીક મોક્ષ થવાનો નથી, નીર્વાણ સ્થીતી થવાની નથી. શાસ્ત્રોનો સિદ્ધાંત છે અને જીવન મુક્ત પુરૂષોનો સ્વ–અનુવભવ છે. સકામ કર્મો ઉત્તમ લોક પ્રાપ્તીના હેતુરૂપ છે, મોક્ષના હેતુરૂપ નથી. નિષ્કામ કર્મો ચિત્ત શુદ્ધીના હેતુરૂપ છે અને ચિતશુદ્ધિ થવાથી નીજ આત્માનું જ્ઞાન થાય છે અને

નીજ પદને નિર્વાણ પદ જાણવાથી આત્યાંતીક મોક્ષ, કૈવલ્ય પદને પામે છે અથવા નીજ ભાવે સ્થીતી કરે છે. ૧૬.

## શ્રી ચરપટ પંજરિકા અંશ.

**ટીકા**—ચર એટલે ચલિત, વિનાશી, પટ એટલે પડદારૂપ, પંજરિકા એટલે નાનુ પિંજર એટલે કે દેહરૂપ પિંજર. પાણીમાં જેમ વાયુ ભરાવાથી પરપોટા બને છે તે પ્રમાણે અનેક પ્રકારની વાંછનાઓને લેઇને ઇચ્છા, આશારૂપ વાયુ ભરઇ જવાથી દેહરૂપ પરપોટો બને છે. પરપોટો ક્ષણભંગુર હોય છે તે પ્રમાણે દેહ પણ ક્ષણભંગુર છે અને જો કે તે ક્ષણભંગુર છે તોપણ તે દેવલોકને દુર્લભ એવો મોક્ષ સંપાંદન કરી આપનારૂં સાધન છે તેથી મનુષ્ય દેહ મોક્ષના દ્વારરૂપ છે.

**ચરપટ પંજરિકા શ્લોક ૧ લો પાદ. भजगोविंदं.**

**ટીકા**—હે ભાઇ હે મૂઢમંતિ હે (સ્વ સ્વરૂપ) અજ્ઞાની જીવ મૃત્યુકાળે તને બીજુ કોઇ વ્યવહારીક સાધન સાહ્ય કરનાર નથી પરલોકમાં તો શ્રી ગોવિંદનુ જે કંઇ [1]ભક્તી ભજન સ્મરણ કર્યું હશે તેજ તને સાહ્યભૂત થશે. સતત નામ સ્મરણ કરવું એજ મનુષ્ય જન્મની [2]કર્તવ્યતા છે

(૧) ભક્તીના પ્રકાર—શ્રવણ, કીર્તન, ગુણ સ્તુતી, સંકલ્પ, નિશ્ચય, પાદ સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, અને આત્મ નિવેદન.

(૨) કર્તવ્યતાના પ્રકાર—(ક્રિયા) કર્મ દ્વારાએ કર્તવ્યતા, (જ્ઞાન દ્વારાએ) જ્ઞાતવ્યતા પ્રાપ્તવ્યતા (અનર્થ નિવૃત્તિ-અને પરમાનંદની પ્રાપ્તીરૂપ).

એજ નર દેહની સાફલ્યતા છે. ભજ એટલે મનની, વૃત્તિનું અનુસંધાન રાખ, સ્થુળ ભાવમાં રસના દ્વારાએ [1]વૈખરી વાણીમાં ઉચ્ચારણ કર.

ગો એટલે ઇંદ્રિયો અને વિદ, વિંદ, એટલે જાણવું તે. ઇંદ્રિયોના પોતપોતાના જે વેપારો છે દ્રષ્ય કે અદ્રષ્ય તે સર્વને જાણનારા—એવા **ક્ષેત્રજ્ઞ** પ્રભુ કે જે અંતર્યામી ભાવે દેહમાં રહેલા છે તેમનેજ શ્રી ગોવિંદ જાણવા તે અખંડ એક છે અને સમષ્ટી ભાવમાં તે વિશ્વ કર્તા છે સર્વ-શકતીમાન છે અને સર્વને જાણનારા સર્વજ્ઞ છે અને વ્યષ્ટી ભાવમાં દેહ-રૂપ ક્ષેત્રમાં તે **ક્ષેત્રજ્ઞપણે** રહેલા છે તેથી તેમનુ નામ ગો-વિંદ પડેલુ છે. અખાભકત કહે છે કે—

" અંતરવૃત્તિ જોડ નથી કંઈ ભજવા તજવા " મનની વૃત્તીનુ અંતર લક્ષ્ય કરી રાખવું તેજ ભજનનુ ખરૂ સ્વરૂપ છે અને જો તેવું કરી શકાય તો તેને કંઇ ગ્રહણ કે ત્યાગ કરવાની આવશ્યકતા રેહેતી નથી ભલે ગૃહસ્થ રહે કે

---

(૧) વાણીના તથા નામ સ્મરણના પ્રકાર—પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. નામરૂપ મુર્તિ વૈખરી વાણીમાં સ્થુળ દેહ પેઠે સાકાર થાય છે. મધ્યમા વાણીમાં સુક્ષ્મ દેહ પેઠે અદ્રષ્ય આકાર થાય છે, પસ્યંતિ વાણીમાં કારણ દેહની પેઠે અમુર્ત સુરતારૂપ સ્મરણ અદ્રષ્ય થાય છે અને પરાવાણીમાં માહાકારણ દેહની પેઠે અવ્યક્ત ભાવે થાય છે. ભજન કરનાર તત્‌આકાર થઇ જાય છે તેથી તેને પોતાનું કે સ્મરણનુ ભાન રહેતું નથી. વળી **નામ સ્મરણના પ્રકાર**—

ત્યાગી સંન્યાસી બને, કે વ્યવહાર થતો રેહે પણ લક્ષ્ય સતત જગતકર્તા ઈશ્વરમાં બન્યું રેહે તો તે ઉત્તમ ભજન છે.

શ્રીમુખે કહ્યું છે કે=मद्गतेनांतरात्मना મારો જે ભક્ત મારાગત, મારા પરાયણ થયો થકો એટલે પોતાનુ આપોપુ મારામાં સમર્પિ દેઈને જે મન અને ઈંદ્રિયોની અંતરમુખ વૃત્તિ કરીને શ્રદ્ધાવાન થયો થકો જે સતત મારા નામ સ્મરણ રૂપ લક્ષ્ય રાખે છે, તે મારી–સાથે યુક્ત એટલે જોડાયેલો થાય છે એટલે કે તે ભક્ત મારી સાથે–ઐક્યતાને પામે છે એવો મારો ઉત્તમ અભિપ્રાય છે.

વ્યષ્ટી, સમષ્ટી અને અવ્યક્ત એ ત્રણે ભાવ ભજન દ્વારાએ એકાકાર થઇ જાય છે. જુઓ ! જેને સેહેજ ભજન સંજ્ઞા અપાય છે તેનો પ્રતાપ કેવો પ્રૌઢ છે કે બીજા પાદમાં ઉલટાવીને કહ્યું છે કે गोविंदं भज એટલે સર્વ ગોવિંદમય એકાકાર થઈ જશે માટે તું ગોવિંદને ભજ.

જ્યારે ભજન દ્વારાએજ [1]સારૂપ્ય મુક્તી મળે છે તો પછી અન્ય સાધનોની શી અપેક્ષા રાખવી ? ભગવાનનો ભક્ત જ્યાં ભગવાનનુ સ્મરણ કરે છે ત્યાં તત્કાળ વૃત્તિ

---

નામ "વર્ણ રૂપે" થાય છે (અક્ષર રૂપે) જીહવ્યા ઉચ્ચારથી અને "ધ્વની રૂપે" શ્રોત્ર દ્વારાએ તે ધ્વની શ્રવણ કરવો તે, વળી શક્તી વૃત્તીરૂપ અને લક્ષણા વૃત્તિરૂપ સતત લક્ષ્ય રેહેવું તે.

1 મુક્તીના પ્રકાર—સાલોક્ય, સાયુજ્ય, સારૂપ્ય સામીપ્ય અને કૈવલ્ય પદ.

વ્યાપ્તિ અને ફળ વ્યાપ્તિ ન્યાયે તે એકાકાર થઇ જાય છે. વાહ! બલિહારી છે તે ભજનને, ભજનના તેવા ગુણને (ધર્મને) તેવા ભક્તને અને ભક્ત વત્સલ ભગવાનને. હે માહારાજ મને આપનો તદાકાર ભક્ત બનાવજો.

ચ. શ્લો. ૪ થો.

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं।
इहसंसारे खलु दुस्तारे कृपया पाहि पाहि मुरारे. ॥
भजगोविंदं.

**ટીકા અર્થ**—ફરીફરીને જન્મવું અને ફરીફરીને મરવું ફરીફરીને યોનિ જન્મ માતાના ઉદરમાં ઉંધા મુસ્તકે લટકતા રહીને નિવાસ કરવો અને તે સર્વે સ્થિતિઓમાં થતાં અસહ્ય દુઃખોને પુનઃ પુનઃ ભોગવવાં. જગકર્તા અને નિયંતાના ગોઠવી રાખેલા આ ક્રમને તું આદી રહીત એવા અનાદીકાળથી ભોગવતો આવ્યો છું તોપણ હજી સુધી તને તેનો ત્રાસ આવતો નથી કે કદી તને તેનો કંટાળો પણ આવતો નથી. આ સંસારસાગર આખોએ દુસ્તર છે, આ સંસાર ફરતા ચક્રની પેઠે સદા ગતિમાન રેહે છે તેથી સદા અસ્થિર રેહે છે અને તેથી વારાફરતી બદલાતો રેહે છે, એક જાય છે અને બીજી સ્થિતિ થાય છે. વળી તે અખુટ છે તેથી કોઈ કાળે પણ તેનો અંત આવતો નથી

કે ઉચ્છેદ થતો નથી તો એવા અથાહ અને અગાધ અને અપાર સંસાર સાગરને તારે સેહેજ ભાવમાં તરી જવો હોયતો જેમણે આ જગત [1]સંસાર રચના કરી છે તેમને શરણે તું જા. તેમના અભિમુખ થા, ત્રાહિતોબા પોકાર, તારી રક્ષા કરવાને વારંવાર આતુર પોકાર કર, તો, તે દીન દયાળ છે, અનાથના નાથ છે, અશરણના શરણ છે ભક્ત રક્ષક છે ભકતવત્સલ ભગવાન તારો પોકાર તત્કાળ સાંભળશે અને પોતાનો આતુર ભકત જાણીને સાહ્ય થશે અને તને દુઃખોથી મુકત કરશે. જે ભગવાને પુર્વ કાળમાં દેવલોકનાં દુઃખ ભાગવાને પોતે માયાવી અંશાવતાર લીધા હતા. શ્રીરામરૂપ અને રામનામ ધારણ કરીને તેમણે રાવણનો સંહાર કર્યો અને પોતાના ભકતોને માટે પોતે અનંત દુઃખ સહન કર્યા. તેજ પ્રમાણે કંસનો સંહાર કરવા અને મુર નામના દૈત્યનો સંહાર કરવા મુરારી એટલે મુરના અરી, શત્રુ એવા શ્રીકૃષ્ણ સ્વરૂપ અને શ્રીકૃષ્ણ નામ ધારણ કરીને અંશાવતાર ધારણ કર્યો હતો અને પોતે પોતાના ભક્તો પાંડવો માટે અનેક દુઃખો વેઠયાં હતાં. તેજ પ્રમાણે ભકતમાળમાં વર્ણવેલા સર્વ ભકતો માટે પોતે અનંત દુઃખો સહન કર્યા છે. પોતે **અવ્યક્ત** છે તોપણ વ્યકતીમાન

---

૧ સંસારનું સ્વરૂપ—જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ, ભોક્તા ભોગ્ય અને ભોગરૂપ, અને કર્તા—કરણ અને ક્રિયારૂપ છે.

શરીરોને ધારણ કરે છે અને ભીડ ભંજન ભગવાન પોતાના ભકત જનોની ભીડ ભાગે છે. "છોગાળા વાત છે છેલી બળતાના થાઓને બેલી." હે દીનબંધુ પ્રભુ ત્રીવિધ તાપથી મારી રક્ષા કરજો અને અંતકાળે મને સંસાર સંભ્રમથી મુકત કરજો, સો વાતોની એક વાત અને છેક છેલ્લી વીનંતી છે.

**ટીકા—અવ્યક્ત** પરમાત્મા માયા પ્રદેશમાં પોતે પોતાને પ્રતીતીભાવમાં જણાયા તેમણે પોતાના વિલાસ માટે પોતામાં પોતાપણે નાટક જેવી ભવ સંસારની અદ્દભૂત રચના કરી. તેમના અણું અંશરૂપ જીવાત્મા તેમનાથી અભિંન હોવા છતાં ભીંનતા માની રહ્યા અને ભોગાસકત થવાથી તેમને વ્યકતી ભાવનો અધ્યાસ થયો તેથી કર્મોમાં પ્રવૃત થયા તેથી યોની જન્મ સંભ્રમ અને જન્મ મૃત્યુને તાબે થયા આ પ્રમાણે જીવાત્માનું આપોઆપથી કોકડુ ગુંચાયું અને **विमूढो भ्रमण: पथी** સંભ્રમના ભવાટવી અરણ્યમાં ભુલા પડયા અને દીશા ભ્રમીત વટેમાર્ગુની પેઠે હવે ચારે તરફ લોક લોકાંતર ગતીઓમાં ભટકાયા કરે છે, તેને **नष्टोमोहः स्मृती लब्ध्वा** શ્રી ગુરૂના બોધ દ્વારાએ **નીજ સ્વરૂપની** પુનઃ સ્મૃતી થાય અને **अहंममनो** મોહ નષ્ટ થાય ત્યારે તેને શાંતી થાય છે શ્રી શ્રુતીરૂપ વેદો, સ્મૃતીરૂપ **શ્રી ગીતાજી** અને સર્વ શાસ્ત્રોના બોધનો **સીદ્ધાંત** એ છે કે જીવાત્મા પોતાના **નીજ સ્વરૂપને** યથા-

વત જાણે અને વળી તે જાણવાને સંશય રહીત કરે નિશ્ચયાત્મક કરે અને તેમાં અચળ સ્થીતિ કરે. यंलब्ध्वा चापरंलाभं જે લાભ મેળવ્યા પછી તેથી અધિક લાભ મેળવવાનો જીવાત્માને બાકી રેહેતો નથી અને यज्ज्ञा त्वानापरंज्ञेयं અને જે જાણ્યા પછી તેથી અધિક જાણુ-વાનું જીવાત્માને કંઈ બાકી રેહેતું નથી પણ તે બાબ-તને બાજુ ઉપર મુકીને બહીરંગ ( છેટેના ) સાધનોને આપડે સર્વ વળગી રહ્યા છીએ અને અભિંન પરમાત્માને ભીંન માની રહ્યા છીએ એ કેવો અટપટો કોયડો છે. મહાત્મા તુલસીદાસજી કેહે છે કે—

"મુખ મુકરમુકર નીજપાણી, ગ્રહીનજાય અસ અદભુતકહાની"

હાથમાં દર્પણ હોય અને તેમાં પોતાનું સ્વરૂપ દેખાતું હોય તોપણ તે સ્વરૂપને ગ્રહણ કરી શકાતું નથી તે પ્રમાણે જીવાત્માના નીજ આપમાં પરમાત્મા નીજ આપે રહ્યા છે તોપણ ઓળખતા નથી. એ કેવું આશ્ચર્ય છે!

ज्ञानं ज्ञेयं ज्ञानगम्यंहृदि सर्वस्य धिष्ठितं જેપરમાત્મા નીજ જ્ઞાન છે સ્વ સ્વરૂપ સ્વ પ્રકાશ, સ્વ યંજ્યોતી, જ્ઞાન છે, જે પરમાત્મા જાણવાની જ્ઞેય વસ્તુ છે વળી જે પર-માત્મા માત્ર જ્ઞાનદ્વારાએજ ગમ્ય છે. તે પરમાત્મા સર્વ જીવોમાં તેમના નીજ આપના અધિષ્ઠાન છે તેમને જાણી શકાતા નથી અને તેમને જાણવાને બીજા ઉપચારો કરીએ છીએ. એ કેવી નવઇ જેવી વાત છે. "કેડમાં છોકરૂ અને

મારૂં છોકરૂં ક્યાં ગયું." તેમ પોતામાં છે અને બહાર સોધવા જે વાદી શંકા કરે છે કે જીવાત્માને જો એટલુંજ જણાવવું છે કે તું બ્રહ્મ પરમાત્મા છું તો તે વાત કરવામાં કેટલીવાર અને તેમાં લાંબી લાંબી વાત અને લાંબાં લાંબાં લખાણનું શું પ્રયોજન છે? "ઉંચેથી પડયા અને ટપ મુવા" એ કેહેવત યાદ કરો.

**સમાધાન**—જીવાત્માને દેહોહંનો અધ્યાસ અનાદીકાળથી વળગ્યો છે તે એકવાર સેહેજ કેહેવાથી અન્યથા મીથ્યા થઇ જાય કે? ગુંચાવું સેહેજ છે પણ કોકડુ ઉકેલવું મુસ્કેલ છે. અસત્ય વસ્તુને પણ પ્રથમ પ્રતિદાન કરવી પડે છે. જેમ દારૂખાનાનો હાથી સળગાવી મુકવાનો છે તોપણ તેને હાથીના આકારમાં પ્રથમ બનાવવો પડે છે. અધ્યારોપ કર્યા વગર અપવાદ કઇ વસ્તુનો કરવો. માટે તે બાબતને નિશ્ચયાત્મક દ્રઢ કરવાને તેને પુનઃ પુનઃ કેહેવાની આવશ્યકતા રેહે છે અને પુનઃ પુનઃ પ્રતિપાદન કરવા અથવા અધ્યારોપ અને અપવાદ કરવા માટે વાતને લંબાવાની જરૂર પડે છે. આપણે વ્યવહારની બાબતને ચોકસ કરવામાં તેને ચારે તરફથી તપાસી લેઇએ છીએ અને જન્મ મૃત્યુનો વળગાટ જે અનાદિકાળથી વળગ્યો છે તેને કાઢવામાં શિવોહં કે બ્રહ્માસ્મી માત્ર ઉચ્ચાર કરવાથી શું તે વાત પતી જાય કે? શ્રીમુખે કહ્યું છે કે अनेक जन्म संसिद्ध स्ततोयातिपरांगतीम् અનેક જન્મોનો પ્રયાસ વધતો

વધતો છેલ્લા જન્મમાં સંસિદ્ધ થાય છે ત્યારે જીવાત્માને નીજ જ્ઞાનરૂપ શ્રેષ્ટ ગતી પ્રાપ્ત થાય છે આ લખાણુને પ્રમાણુભુત કરવા શ્લોકોનાં પ્રમાણો મુકયાં છે. **શ્રીગીતાજી** એકજ સર્વશાસ્ત્રો રૂપ છે સર્વ વેદોના દોહનરૂપ ઉપનિષદો અને તેમના પણ દોહનરૂપ સ્મૃતિ ભગવતી **શ્રીગીતાજી** સાક્ષાત પરમાત્મા રૂપ છે.

*ટીકા*—સર્વ શકતીમાન પ્રભુએ આ ત્રીલોકી જગત રચના સંસારની જે જે ગોઠવણુ કરી છે તેને નાટકની [1]ઉપમા આપીને વર્ણુન કરીએ તો આ જગત નાટય ભુમી છે, જીવ પ્રાણીઓ નાટકનાં પાત્રો છે, વિદ્યા માયા તે નાટકનો મોટો પડદો છે, અવિદ્યા માયા અજ્ઞાન અથવા તુલા માયા નાના પડદા છે. રાત્રીકાળ અંધકારનો દેખાવ છે, અને દીવસ કાળ પ્રકાશનો દેખાવ છે. જગત કર્તા નાટકના સુત્રધાર છે, સર્વ પાત્રો પાસે પોતપોતાનાં સ્વાંગ અને પોતાનો સંસારરૂપ પાઠ સાંગોપાંગ ભજવરાવે છે. જેને શીક્ષા શાશન દેવું ઘટે તેને નરક નિવાસ યમયાતના આદિ યથાયોગ્ય શાશન આપે છે અને જેને ઈનામ બક્ષીસ કરવી હોય તેને ઉત્તમ સ્વર્ગ લોક નિવાસ અને વૈમાન અપ્સરા ભોગ આપે છે. અચ્યુત અચળ વસ્તુ પરમાત્મા

---

૧ સર્વ દ્રષ્ટાંતો જડ છે તેથી એક દેશી છે અને કાર્યરૂપ છે. પરમાત્મા વસ્તુ અનુપમ છે, ચેતનરૂપ છે અને સર્વ કારણોના પણ કારણરૂપ છે, અગમ્ય વસ્તુ છે. દ્રષ્ટાંતો એક અંશે લાગુ પાડવાં.

બ્રહ્મતત્વ અને સમષ્ટી વ્યષ્ટી અને વ્યષ્ટી વ્યકતી આખું અંશો સર્વ અખંડ એક વસ્તુ સ્થિતિ છે પણ માયા પ્રદેશમાં નાના ચમત્કાર થાય છે. સ્વપ્નામાં જેમ સર્વ આવજા થાય છે તોપણ પોતાની જગ્યાએજ સ્થીતિ રેહે છે. તે પ્રમાણે આ નાટકની રમતમાં આલોક–પરલોક અને લોકાંતર ગમન અને આગમન સર્વ માયાના પ્રદેશમાં માયીક થાય છે. પ્રત્યેક પાત્ર પોતાનો પ્રારબ્ધરૂપ પાઠ ભજવે છે અને એક પાઠ પુરો થાય છે એટલે બીજો પાઠ શરૂ કરવા માટે બીજો નવો સ્વાંગ લે છે. શ્રીમુખે કહ્યું છે કે तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानिदेही જેમ મનુષ્ય જીર્ણ કપડુ ઉતારીને નવુ કપડુ પેહેરે છે તે પ્રમાણે દેહી જીવો જુનો દેહ મુકી દે છે અને નવો દેહ ધારણ કરે છે અને પાર્માર્થીક દશામાં સ્થાણુ રહ્યો છે તોપણ પ્રાતિભાસિક ભાવમાં સર્વગમન અને આગમન કરી રહે છે અને વ્યવહારિક ભાવે તેનો અનિર્વચનીય અનુભવ કરે છે. એક અનુભવીએ કહ્યું છે કે—

“ રમત રમી નર હુવા સ્વરૂપા,
કયા ઓરત કયા મરદાની—”

ક્વાવે તે સ્ત્રી પુરૂષનો સ્વાંગ લીધો હોય પણ તેથી પાત્રનુ અસલ સ્વરૂપ બદલઈ જતુ નથી તે પ્રમાણે પ્રારબ્ધ ક્ષય અને અવિદ્યા નાશ થતાં જીવાત્મા સ્વરૂપે સ્થિતિ કરી

રેહે છે. જીવન મુક્ત દશામાં કે વિદેહ મુક્ત દશામાં સ્વ સ્વરૂપે રેહે છે.

જગત કર્તા ઇશ્વરે આ નાટક રચના પોતે પોતામાં પોતાપણે કરી છે તેથી સર્વ પદાર્થ પોતેજ થઇ રહ્યા છે, સુત્રધાર, પાત્ર, પડદા, ભુમીકા અને દેખાવો સર્વ પોતેજ બન્યા છે. જેમ સ્વપ્ન દશામાં જીવાત્મા સર્વરૂપ થાય છે તેમ; દેશકાળને વસ્તુની નાના વિધ રચના જેમ એક જીવાત્માજ બની રેહે છે; તે પ્રમાણે સર્વ રૂપે પોતેજ પોતામાં થઇ રહ્યા છે.

પોતે **एकोहंना अनेकोहं** થઇ રહ્યા છે. સર્વ જીવો પોતાના પ્રતિબિંબરૂપ હોવાથી સર્વને **एकोहं**પણું કાયમ રેહે છે. તેથી પ્રત્યેક જીવને હુંપણાની અને પોતાના એક ભાવની પ્રતિતિ થઇ રેહે છે. સર્વ પાત્રો **અવ્યક્તરૂપ** ભુમીકામાંથી વ્યક્તીરૂપ (જગતરૂપ) નાટક ભુમી ઉપર આવે છે અને વ્યક્તીમાન પાઠ ભજવે છે અને પાઠ પુરો કરીને **અવ્યક્તમાં** તિરોહિત થઇ જાય છે અને પુનઃ નવું સ્વાંગ ધારણ કરીને જગતરૂપી નાટક ભુમીકા ઉપર પોતાનો પાઠ ભજવવાને આવે છે જીવાત્મા જેમ જાગૃત દશામાંથી સ્વપ્ન દશામાં જાયછે અને તે પછી સુસુપ્તી દશામાં જાયછે એટલે **અવ્યક્ત** ભાવમાં તિરોહીત થઇ જાયછે અને પુનઃ જાગૃતકાળમાં સુસુપ્તીમાંથી નીકળીને સંસાર વર્તાવો પુનઃ કરે

પ્રમાણે જીવાત્મા અવ્યક્તમાં નિરોહિત થાય છે અને
: તેમાંથી નીકળે છે શ્રીમુખે કહ્યું છે કે—

अव्यक्तादिनि भूतानि व्यक्त मध्यानि भारत
अव्यक्तनिधनान्येवतत्रका परिदेवना ॥

આ નાટકના સર્વ પાત્રો (ભૂત પ્રાણી સર્વ) નુ
ાત્તિ સ્થાન અવ્યક્ત પદ છે મધ્યકાળમાં સર્વ પાત્રો
ા લેઇ લેઈને ત્રીલોકી જગતરૂપ નાટય ભૂમી ઉપર
ભજવવા માટે આવે છે અને અંતમાં નિધાન અવ્યક્ત
ાં તિરોહિત[1] થઈ જાય છે. મધ્ય કાળમાં થયેલા
દેખાવો એક કાળાવિચ્છિંન છે તેથી અસત્ય છે. જે
કાળમાં રહે તે સત્ય કેહેવાય છે. સંસાર પ્રતીતી અસ-
ે અને અવ્યક્ત વસ્તુ સત્ય છે તો પછી હે અર્જુન
ા માટે અનિત્ય પદાર્થનો શોચ કરી રહ્યો છે.

શ્રી ગુરૂ નાનક સાહેબ પણ કેહે છે કે—" ઈહિ જગમેં
રહન ન પાવે, ઈક આવે ઈક જાહીં." કોઈ સ્થિર
સર્વ કોઈ જગત પ્રવાહને આધીન છે.

શ્રીમુખે કહ્યું છે કે—आश्चर्यवद् पश्यति कश्चिदेनम् હે
હું નિરાકાર છુ સત્તા સામાન્ય રૂપ છું તે છતાં
ા સંસારરૂપ નાટક મારા વિલાસ માટે સાકાર ભાવમાં

---

લયના પ્રકાર—નિત્ય, નૈમિતિક, દૈન, પ્રાકૃતિક અને આ-
લય.

રચ્યું છે, હું અવિનાશી છું તોપણ મારી માયાનો આધાર લેઇને મેં સર્વ માયીક ઇંદ્રજાલીક રચના કરી છે તે અસત્ય છે તોપણ સત્યને ટક્કર મારે તેવી છે. મોહ જાળમાં ફસાઇને સર્વ કોઇ તેને આપોઆપથી વળગી રહ્યા છે અને સર્વ કોઇ તેમાં ભુલા પડયા છે. બ્રહ્મદેવ જેવા ભુલા પડયા તો મનુષ્ય અને-ઈતર પ્રાણીઓનો તો શો હીસાબ, જ્ઞાની ધ્યાની, મુની સર્વ ભુલા પડયા છે. મારી અદભૂત રચનામાં સર્વ કોઇ અંજઈ ગયા છે અસત્ય હોવા છતાં પણ સત્ય માની રહ્યા છે કેટલાક તેનુ કથન કરે છે કેટલાક તેનું શ્રવણ કરે છે, કેટલાક તેને નજરે જુવે છે અને આશ્ચર્યરૂપ અઘટ ઘટના સમજે છે તે છતાં સર્વને અગમ્ય થઈ રહ્યું છે કોઇને હજી સુધી કંઈ ગમ પડી નથી અને ભવિષ્યમાં ગમ પડવાની પણ નથી કારણ કે હું અચિંત્ય છું અતર્ક્ય છું અનિર્વાચ્ય છું અગમ્ય છું. સર્વ જ્ઞાનીઓ મૌન ધારણ કરીને શાંત થઈ ગયા છે. હું કે મારી અઘટ રચના સર્વ અગમ્ય છે.

આ નાટક રચનાના પાત્રો એવા વ્યકતી જીવો જાગૃત–સ્વપ્ન કે સુસુપ્તી એ ત્રણ દશા પૈકી એક દશામાં રહેલા દેખાય છે. કોઈ જાગ્રત દશામાં કોઇ સ્વપ્ન દશામાં અને કોઇ સુસુપ્તી દશામાં છે. વળી તે ત્રણે દશાઓ પરસ્પર મીશ્ર થવાથી તે ત્રણના નવ પ્રકાર બન્યા છે; જેમકે જાગ્રત જાગ્રત, જાગ્રત સ્વપ્ન અને જાગ્રત સુસુપ્તી,

સ્વપ્ન જાગૃત સ્વપ્ન સ્વપ્ન અને સ્વપ્ન સુસુપ્તી સુસુપ્તી જાગ્રત સુસુપ્તી સ્વપ્ન અને સુસુપ્તી સુસુપ્તી અને તેથી આ નવ દશા પૈકી કોઈ એક દશામાં જીવાત્મા સ્થીતી કરેલો દેખાય છે.

જ્યારે વ્યકતી જીવાત્માને એક દશા–વિસ્મૃત થાય છે ત્યારે તેને બીજી દશાની સ્મૃતીનો ઉદય થાય છે. એક દશાનું અભાન થાય છે ત્યારે તેને બીજી દશાનું ભાન થાય છે.

એકકી કાળે બે દશા પ્રવર્તતી નથી કારણ કે દશાઓને સત્તાભેદ નડે છે. એકની સત્તામાં બીજાથી પ્રવેશ કરી શકાતો નથી. જેમ જાગ્રતનુ અભાન થાય ત્યારેજ સ્વપ્ન દશાનુ ભાન થઈ શકે છે અને સ્વપ્ન દશાનું અભાન થાય ત્યારેજ જાગ્રત દશાનું ભાન થાય છે. એકની વિસ્મૃતી થાય તોજ બીજી નવી સ્મૃતિનો ઉદય થાય છે અને પુનઃ તેની વિસ્મૃતી થાય ત્યારે અન્ય નવી સ્મૃતીનો ઉદય થાય છે. આ પ્રમાણે જેમ એક સ્વપ્ન પછી બીજુ નવુ સ્વપ્ન તે પછી ત્રીજુ નવું એવાં સ્વપ્નાંતરો થાય છે તે પ્રમાણે મૃત્યુકાળ વીત્યા પછી પરલોક સ્થીતી તે પછી તેની પરલોક સ્થિતિ તે પછી તેની પરલોક સ્થિતિ એમ લોકાંતર સ્થિતિઓ થયે જાય છે. જે વર્તમાન લોક હોય તેને આલોક કહે છે અને તે પછી જે લોક ભોગવે છે તેને પરલોક સ્થીતિ કહે છે. એક લોકની વિસ્મૃતી, તે તે, લોકનુ મૃત્યુ અને બિજા લોકની નવી સ્મૃતી થવી, તે, તે, લોકનો

જન્મ છે. ટુંકામાં કહીએ તો વિસ્મૃતી થવી તે મૃત્યુનુ સ્વરૂપ છે અને નવી સ્મૃતિ થવી તે પુનર્જન્મ ઉદ્દભવનુ સ્વરૂપ છે.

વળી બનાવટી કૃત્રીમ નાટકમાં પાત્રોને પુર્વ ભુમીકાની અને પુર્વના પાઠની વિસ્મૃતી થતી નથી તેમ તેને પોતાના સ્વાંગમાં સ્વરૂપ બદલો થતો નથી પણ જગતકર્તા અને નિયંતાના સંસારરૂપ આ નાટકમાં તો સર્વ પાત્રો પોતાના ગત જન્મો રૂપીગત સ્વાંગો ગતલોક સ્થિતિરૂપી ભુમિકાઓ અને ગતયોનિ શરીરરૂપી સ્વરૂપો સર્વ વિસ્મૃત થઈ જાય છે અવિદ્યાના પડદામાં નવાંનવાં શરીરોમાં પુર્વના દેહાધ્યાસને લેઇને તાદાત્મ્યતા કરતા રેહે છે અને પરમાર્થ દશાએ સ્થાણું અચળ સ્થીતીમાં રહ્યા છે તોપણ પ્રાતિભાસિક દશામાં તેઓ સ્વર્ગ લોક નરક લોક આદિ લોકાંતર સ્થાનાંતર કરતા રેહે છે અને અસત્ય છે તોપણ સ્વપ્ન દશાની પેઠે પોતપોતાની દશામાં સત્ય જેવો સાચો અનુભવ કરાવે છે અને વર્તમાન શરીરોમાં अहं मम ભાવનો સત્ય વિસ્તાર કરે છે. આખુ નાટક ઇંદ્રિજાલીક છે. ઉલટુ ભાસવું એ પ્રતિબિંબપણાનો ધર્મ છે. માયા પડદામાં અઘટ ઘટના બને છે સાંભવી માયા શક્તીએ અસંભવનો પણ સંભવ કરી દીધો છે અને અસત્ય જગતની સત્ય ભાવના મનાવી દીધી છે અને અકર્તાને પણ કર્તા પદમાં લાવી દીધા છે અને જો કે તે સર્વ અનિર્વચનીય છે એક-

કાળાવિચ્છિનછે બાકી તે વિનાશી છે અસત્ય છે માયીક છે મીથ્યા છે તોપણ તેમાં જરા પણ અસ્થિર ભાવ સમજાતો નથી પણ સ્થીર ભાવ મનઇ જાય છે અને મીથ્યા જાણુવા–છતાં પણ તેમાંથી અહં અને મમનો મોહ મુકાતો નથી પણ બમણો બમણો સત્ય મનાતો જાય છે અને સંસાર મોહની સત્યતા સદા વધતી જાય છે એ જગતકર્તા શ્રીહરીની સાંભવી દૈવી શકતી છે અલૌકીક અદભૂત રચના છે અસત્ય જાણુવા છતાં પણ વ્યવહાર કર્યા વગર ચાલતું નથી અને અસ્થિર જાણુવા છતાં સ્થિર ભાવ માનવાની જરૂર પડે છે અને વિનાશી છે તોપણ નાશરહીતપણાનો ભાવ સત્ય માન્યા વગર રેહેવાતુ નથી એ મહામાયાને મારા નમસ્કાર છે હે માતુશ્રી હુંતો આપનુ બાળક છું મારી તો આપ સદા રક્ષા કરજો. ઈંદ્રિજાળથી મુકત કરજો અને પીતાશ્રી શ્રીહરીના મેળાપ કરાવજો અને નિરંતર તેમના ચર્ણારવિંદમાં અચળ સ્થિતિ કરાવજો એ મારી સવિનય નમ્ર વિનંતી છે. આપજ જગતની ઉત્પત્તી, સ્થિતિ અને લયના કારણરૂપ છો હે અપરાજીતે સર્વ સમર્થ બ્રહ્મરૂપીણી માતુશ્રી આપને મારા સાષ્ટાંગ નમસ્કાર છે વારંવાર નમસ્કાર છે.

વળી સ્વપ્ન દશામાં સ્વપ્નપણાનુ ભાન થતું નથી પણ–જાણે જાગૃતનું જાગૃતજ ચાલે છે એવું ભાન થાય છે ભાન બદલાયા છતાં પણ જાણે બદલાયું નથી અને એકનુ એક

ચાલે છે એ પ્રતિતિ કરાવવી તે સંભ્રમ દશાનો સ્વભાવ છે. પ્રવાહમાં એક સમુહ જાય છે તો તેની–જગ્યાએ બિજો નવો સમુહ આવે છે અને તે બંને એક સરખા હોય છે તેથી એકના એકપણાની અને સદા સ્થિરપણાની પ્રતીતી કરાવે છે.

પ્રત્યેક પાત્રનો આત્યાંતિક નાશ થતો નથી પણ [1]તિરોભાવ લય થાય છે. જેમ જળનો ઘડો જળમાં ડુબાડી દઇએ તેને તિરોભાવ લય કેહે છે. પુનઃ તેનો તે ઘટ પાછો નિકળે છે. ઘટ ઉપાધીનો નાશ થાય ત્યારેજ આત્યાંતિક નાશ થાય છે. અવિદ્યા અને પ્રારબ્ધકૃત વ્યક્તિ જીવભાવ નાશ થાય ત્યારેજ ઘટની ઉપાધી નાશ થવાથી ઘટનો આત્યાંતીક નાશ થાય છે. તિરોભાવ લયમાં રૂપાંતરો બદલાય છે જીવની વસ્તુ સ્થિતિ સર્વમાં એકની એક કાયમ રેહે છે. **देहीनोऽस्मिन्यथा देहेसर्वस्य भारत.** સર્વના દેહોમાં જીવ ભાવમાં રહેલો દેહી અવધ્ય છે નાશ રહીત છે. તે પ્રમાણે એકનો એક જીવ દેહોને બદલતો રેહે છે અને પ્રત્યેક દેહના અંતમાં જીવપણાનો તિરોભાવ નાશ થાય છે, જેમ સુસુપ્તી થતાં [1]અંતઃકરણ ચતુષ્ટય (મન–

---

૧ અભાવના પ્રકાર–– પ્રાગભાવ, પ્રદ્‌ંસાભાવ, અન્યોન્યાભાવ અતંત્યાભાવ સામયિકાભાવ, નિત્ય, નૈમિતિક, દૈન, પ્રાકૃતિક અને આત્યાંતિક.

૧ અંતઃકરણદોષ–મળ, વિક્ષેપ અને આવરણ.

બુદ્ધિ ચિત અને અંહકાર) અને તેમાં પડેલું પરમાત્માનું પ્રતિબિંબ એ સર્વનો બનેલો વ્યક્તિભાવરૂપ જીવ અજ્ઞાનમાં તિરોભાવ પામે છે (અદ્રષ્ય થાય છે) તે પ્રમાણે મૃત્યુકાળમાં અજ્ઞાનમાં તિરોહિત થઇ જાય છે **स्मृति भ्रंशाद बुद्धिनाशो बुद्धिनाशाद प्रणश्यति.** સ્મૃતિનો નાશ થાય છે એટલે વિસ્મૃતિ થાય છે, સ્મૃતી નાશ થઇ એટલે બુદ્ધિ નાશ થાય છે અને બુદ્ધિનાશ થતાં જીવભાવનો નાશ એટલે અજ્ઞાનમાં તિરોહિત નાશ થાય છે સ્મૃતિનું ઉત્પત્તી સ્થાન હૃદય દેશ છે તે હૃદય અજ્ઞાનમાં ડુબી જાય છે તેથી સ્મૃતીભ્રંશ બુદ્ધિભ્રંશ અને વર્તમાન દશા સ્થીતીનો ભ્રંશ થાય છે. જન્મકાળે પુનઃ તે સર્ગ બહાર નીકળે છે અને જીવને વ્યક્તીરૂપ પ્રગટ જણાવી રેહે છે. સુસુપ્તીમાંથી જાગૃત થતાં જીવને જે પ્રમાણે अहं અને मम હું અને મારૂ સ્ફુરણ થાય છે તે પ્રમાણે જન્મકાળે હું અને મારો દેહ એવું અહં મમ સ્ફુરણ થાય છે. આત્યાંતિક નાશ થવો કંઇ સેહેલો નથી મહાનપુરૂષ પ્રયત્ન કરે તેનેજ જીવનો વ્યક્તીભાવ અત્યંત નાશ પામે છે. પુનરાવર્તીમાં તિરોભાવ લય અને ઉદય થતો રેહે છે. મોક્ષ દશા કૈવલ્ય ભાવમાંજ વ્યક્તી ભાવનો આત્યાંતીક નાશ થાય છે, તે વીના અન્યથા કદી થતો નથી.

શ્રીમુખે કહ્યું છે કે [illegible]त्पार्थ मैय्या वेशितचेतसां. હે પાર્થ હે અર્જુન જે મારો ભક્ત પોતાના મન, ચિતમાં

મારો આવેશ રાખે છે તે આ ભવમાં આ સંસારમાં ફરીને આવતો નથી મતલબ કે તે મારા ભાવને પ્રાપ્ત થાય છે તેથી અવિનાશી થાય છે.

**ચ. શ્લો. ૭ મો પાદ. ज्ञातेतत्वेकः संसारः ॥**

**ટીકા અર્થ**—સંસારનું મિથ્યાત્વપણું, સ્વસત્તા શુન્ય અસતપણું, જડપણું, અજ્ઞાનપણું, સંભ્રમપણું, દુઃખોના અખુટ ભંડારપણું, અનાત્મપણું અને નાનાભાવપણું જાણીને નિશ્ચય કર્યા પછી અને તત્વ બ્રહ્મ પરમાત્મારૂપ વસ્તુનું ત્રીકાળ સત્ય વસ્તુપણું, સર્વ શકતીમાનપણું, સત્ચિત્ અને આનંદપણું, એકોહંપણું, અચિંત્ય, અતર્ક્ય અવાચ્યપણું અવ્યકત અવ્યયપણું સત્તા સામાન્ય अस्मिता अहंપણું જાણ્યા પછી અને તેનો દ્રઢ નિશ્ચય કર્યા પછી, સ્વપ્ન જેવો મરૂભુમી જેવો શશીશૃંગ જેવો, વંધ્યાપુત્ર જેવા અથવા રજ્જુસર્પ જેવો સંભ્રમરૂપ અથવા વાર્તા આલાપ જેવા સંસારમાં કયા તત્વદર્શી તત્વનિષ્ટ જ્ઞાનીને આસ્થા અથવા સત્ય ભાવના અથવા રૂચી થાય? નજ થાય. યથાર્થ તત્વજ્ઞાનીને સંભ્રમરૂપ સંસારમાં અરૂચીજ રેહે છે. સંસારની રૂચીજ બંધનરૂપ પાશ છે. અરૂચીને ભોગ અથવા સંસાર બંધનનો હેતુ નથી કારણકે અનાસકત બુદ્ધિ તેને જળકમળવત સદા અલિપ્ત રાખે છે. માટે તત્વ જાણ્યા પછી સંસારમાં સત્યતા અને આસકતી ફરી કયાં રેહે છે? નથીજ રેહેતી. નીષેધ પક્ષમાં કહ્યા પછી વિધિ પક્ષમાં કેહેવા

જતાં ज्ञातेतुकस्मिन् जगतंविदित्वासर्वात्मके ब्रह्मणिपूर्णरूपे ॥ કેવું જાણે તેને જ્ઞાન થયું ગણાય? જે જ્ઞાની પ્રાણી માત્ર સર્વમાં પરીપુર્ણ બ્રહ્મ અધિષ્ટાનનેજ (વિવર્તરૂપે) દેખે અથવા જાણે અથવા सर्वमखीलं ब्रह्म અખીલ વિશ્વ બ્રહ્મ સ્વરૂપ છે એમ જે જાણે તેને પછી ભીનાભીંન ભાવ રેહેતો નથી સર્વમાં સ્વપણાનો ભાવ થાય છે અને જેને આવું જણાય તેને જ્ઞાન થયું ગણાય છે. આ પ્રમાણે તત્વજ્ઞાન થયા પછી સંસાર સંભ્રમ ક્યાં સત્ય રેહે છે? નથીજ રેહેતો.

તત્વજ્ઞાન એટલે શું? તત્વ એટલે સાર અને જ્ઞાન એટલે જાણવું તે. જે જાણ્યા પછી કંઇ પણ જાણવાનું બાકી રેહે નહી તેવું અંતિમનું સારરૂપ જે જાણવું તેને તત્વજ્ઞાન કેહે છે. સર્વ જ્ઞાનના અવધિરૂપ જ્ઞાનને તત્વજ્ઞાન કેહે છે. ज्ञानंतेऽहं सविज्ञानं. અવ્યક્ત, સત્તા સામાન્ય અપ્રતિત अहं અને વ્યકતી ભાવમાં પ્રતીત अहं એવા બંને પ્રકાકારના अहंને યથાવત જાણવું તેજ જ્ઞાન છે અને તેજ વિજ્ઞાન, એવું વિશેષ જ્ઞાન છે (સામાન્ય અને વિશેષ મળીને એક વસ્તુ સંજ્ઞા જ્ઞાન છે.)

સર્વ કોઇને પોતપોતાની અહં પ્રતીતી ત્રણે કાળમાં રેહે છે તેથી તે अहं જ્ઞાન સત્ય છે અથવા અવિનાશી અવ્યય છે. શ્રીમુખે કહ્યું છે કે तथा देहांतर प्राप्ति હે અર્જુન એકનું એક अहं કોમાર યૌવન અને જરા અવસ્થામાં પરોવાયેલું પ્રતિત થાય છે તે પ્રમાણે સર્વને પોતપોતનું વ્યક્તી અહં

આલોકમાં અને પરલોકમાં આ દેહમાં અને ભાવી દેહાંતરોમાં અનુસ્યુત પરોવાયેલુ રેહે છે. દેહના, નાશ સાથે તેના જીવાત્માના અહંનો નાશ થતો નથી, જીવાત્મા તો અવિનાશી છે જેમ જાગૃત–સ્વપ્ન અને સુસુપ્તી એ ત્રણે સ્થિતિમાં એકનો એકજ વ્યકતી જીવ રહેલો હોય છે તે પ્રમાણે ભાવી દેહાંતરોમાં પણ તેજ જીવ રહેલો હોય છે અને મુકત દશામાં વ્યકતી ઉપાધી મુકત અખંડ એકાકારપણે રેહેછે તેથી જીવાત્મા સદા અજર અંમર છે અવ્યકત અવ્યય છે એવું જાણીને જ્ઞાની મહાત્મા સંભ્રમ દશામાં વિમોહીત થતા નથી અને દેહનો નાશ (વિયોગ) થવાથી પોતાના અહં સ્વરૂપનો નાશ માનતા નથી અને એવો દ્રઢ નિશ્ચય થવાથી ધીરજ્ઞાની મહાત્માને પુનઃ ભ્રમ કે મોહ થતો નથી કે મૃત્યુનો શોક થતો નથી કે મૃત્યુનો ભય લાગતો નથી. કારણકે સર્વ સંભ્રમરૂપ જાણે છે.

ચર્મચક્ષુ દ્વારાએ પરમાત્માનુ વ્યક્તીમાન દર્શન એક કાળાવિંચ્છિંન સત્ય હોય છે અને જ્ઞાનચક્ષુ દ્વારાએ કરેલુ અવ્યક્ત દર્શન ત્રણે કાળ સત્ય છે તેથી અવિનાશી દર્શન છે. જે જ્ઞાની નીત્યપ્રતી એવુ દર્શન કરે છે તેજ તત્વદર્શી કેહેવાય છે શ્રીમુખે કહ્યું છે કે देही नीत्य मवध्योयं हे અર્જુન દેહી એવો જીવાત્મા સર્વ દેહોમાં રહેલો દેહના નાશ પામવાથી નાશ પામતો નથી તેતો અવધ્ય રેહે છે અને નાના પ્રકારના દેહોને ધારણ કરતો રેહે છે. વળી

કહ્યું છે કે યઃપશ્યતિ સપશ્યતિ સમષ્ટી પરમાત્મા જગતના કર્તા હોવા છતાં પણ અકર્તા ભાવે રેહે છે તેમ વ્યક્તી જીવ પણ કર્મોનો કર્તા હોવા છતાં નિષ્કામતા—દ્વારાએ અ-કર્તા બને છે અને કર્મના ફળથી અલિપ્ત રેહે છે એવુ જે સમજે છે તેજ સાચુ જાણે છે. તેથી નિષ્કામ કર્મ કર્તા પણ મુક્તપણે રેહે છે. शरीरस्थोऽपि कौंतेय नकरोतिन लिप्यते શરીરમાં સ્થિતિ કરિ રહેલો જીવાત્મા પણ શરીર દ્વારાએ જોકે કર્મોનો કર્તા—જણાય છે તોપણ તે નિષ્કામ કર્મ કરતો હોવાથી પોતાના ફળભોગ માટે કંઇ કરતો નથી ઇશ્વરાર્પણ કે લોક સંગ્રહાર્થ કરે છે તેથી કર્મ કર્તા હોવા છતાં પણ અકર્તા રેહે છે અને તેથી કર્મના શુભાશુભ ફ-ળોથી અલિપ્ત રેહે છે. सर्वत्राव स्थितो देहे सयोगीमयी वर्तते. જો કે તે સર્વત્ર સર્વકાર્યો દેહમાં રહ્યો થકો કરે છે તોપણ તે સદા મને અનુસરીને રેહે છે એટલે જેમ હું જગતનો કર્તા હોવા છતાં પણ અકર્તા છું કારણ કે જગ-તની ઉત્પત્તિ સ્થિતિ અને નાશ કરવામાં મારે કોઇ પણ પ્રકારની સ્પૃહા નથી ઈચ્છા નથી તે પ્રમાણે નિષ્કામ કર્મ કર્તાને પણ કંઇ સ્પૃહા ઇચ્છા નથી તેથી તે પણ અકર્તા છે निस्पृहः सर्व कामेभ्यो જ્યારે સર્વ કામનાઓમાં સ્પૃહા રહીત થાય છે ત્યારે તે મારી સાથે સદા જોડાયેલો યોગી થાય છે.

વળી શ્રીમુખે કહ્યું છે કે अविभक्तं च भूतेषु विभक-

मिय च स्थितं દેશ, કાળ, વસ્તુ અપરિચ્છિન અખંડ એક વસ્તુપણે હું સર્વમાં વ્યાપી રહ્યો છું તે છતાં માયા દ્વારાએ હું દેશ,કાળ અને વસ્તુ પરિચ્છિંન થયેલો જણુઉ છું તેથી પ્રત્યેક વ્યક્તીમાં હું પ્રથક પ્રથક ભાવમાં જણુઉ છું તે છતાં પણ देहेस्मिन् पुरुषः परः જે લોકો જ્ઞાની હોય છે તે લોકો મને જાણે છે કે આ દેહમાં જ જે પુરૂશ સર્વથી શ્રેષ્ટ છે એવા પરમાત્મા દેવજ રહ્યા છે.

वेदांत कृद्वेविदेव चाहं જે દેવ અહંરૂપ છે અને જે દેવ વેદાંત શાસ્ત્રની પ્રક્રિયા દ્વારાએ જાણી શકાય છે. તેજ દેવ પરમાત્મા છે અને તેજ હું વર્તમાન કાળમાં શ્રીકૃષ્ણરૂપે છું. यथा सर्वगतंसौक्ष्म्यादाकाशंनोप लिप्यते જેમ પંચ મહાભૂત સર્વગત સર્વ વ્યાપક સુક્ષ્મ અખંડ અચળ અવિકારી મહદાકાશ, ઘટાકાશ—અને મઠાકાશ, નાની મોટી ઉપાધીઓને લેઇને નાનાં મોટાં રૂપોને ધારણ કરે છે અને ઉપાધીઓનો નાશ થતાં—અખંડ એકરૂપ થઇ જાય છે જો કે તેમાં ઉપાધીઓની આડ હોય તોપણ અને ઉપાધીઓ જતી રહે તોપણ આકાશ પોતાના ભાવમાં અખંડ એક વ્યાપક અચળ સ્થીર અને અવિકાર રેહે છે, ઉપાધીઓના ધર્મો તેને લાગુ પડતા નથી, ઉપાધીઓથી તે સદા અસંગ રેહે છે તેથી તે સદા અલિપ્ત રેહે છે તે પ્રમાણે આકાશના પણ કારણરૂપ અને સર્વ કારણોના પણ કારણરૂપ અને આકાશથી પણ અતી સુક્ષ્મ અને સર્વત્ર—

સર્વવ્યાપક છે જેને ચૈતન્ય આકાશ (ચિદાકાશ) કેહે છે જેના અંદર પંચ મહાભૂત અને સર્વ જગત રચના સમઇ રહેલી છે તે પરમાત્મા સદા અવિકારી છે અખંડ એક વસ્તુ છે; અચળ સ્થીર છે, અવ્યક્ત છે, અવ્યય છે અને તે અવિદ્યાકૃત સમષ્ટી-એક વ્યષ્ટીમાં અને તેના અંતરગત રહેલી નાના વ્યષ્ટીઓમાં-અહંપણામાં સર્વમાં વ્યાપક થઇ રહેલા છે અને તે તે ઉપાધી ભાવોને પામેલા છે તેથી તે ઉપાધીઓને ધારણ કરી રહ્યા છે અને ઉપાધીઓના પુર્વ કાળમાં જે અખંડ એક અચળ સ્થિર વ્યાપક અવિકારી આદી ભાવોમાં હતા તેના તે ભાવોમાં ઉપાધી કાળમાં પણ અને ઉપાધી પછી પણ રેહે છે. સ્ફૂટીક મણીની પેઠે સદા શુદ્ધ રેહે છે ઉપાધીથી રંગઇ જતા નથી ઉપાધીના ધર્મો તેમને વળગી જતા નથી, સમષ્ટીના ધર્મો જગતકર્તા ઈશ્વરના ધર્મો અથવા નાના જીવોના જન્મ મૃત્યુ આદીના ધર્મો તેમને વળગી પડતા નથી અથવા અવ્યક્તને વ્યક્તી ભાવ પામવાના ધર્મો ચોટી જતા નથી આકાશની પેઠે તે ચિદાકાશ અસંગ રેહે છે તેથી સર્વ વિકારોથી તે અલિપ્ત રેહે છે. અને તે દેવનેજ **પરમાત્મા** દેવ કેહે છે.

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ॥**

જે પ્રમાણે [1]સુર્યનારાયણ દેવતા પોતે એકલા એક છે

---

૧ સુર્યની સોળ કળા—હીરણ્ય ગર્ભ, શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વિ, દશ-ઇંદ્રિઓ, મન, અન્ન, બલ, તપ, મંત્ર, કર્મ, લોક અને નામ.

તોપણ-રશમી દ્વારાએ પ્રકાશ કરીને સર્વવ્યાપક થઈ રહ્યા છે અને આલોક ભુઃભુવઃસ્વઃ લોક, મહત, જનત લોક સુર્ય લોક ચંદ્ર લોક અને આખા બ્રહ્માંડના સર્વ લોકને પ્રાણી માત્રને, પદાર્થ માત્રને પ્રકાશ આપી રહ્યા છે અને સર્વને જીવનના આધાર થઇ રહ્યા છે તે પ્રમાણે સર્વવ્યાપક અહંઅસ્મી (હું અને છું) રૂપી આત્મજ્યોતિસુર્ય સ્વ-પ્રકાશ અને પરપ્રકાશ એ બંને ભાવોથી ક્ષેત્ર એવા સર્વ દેહોને ક્ષેત્રી એવા સર્વ દેહીઓને તેમજ ક્ષેત્રજ્ઞને, સમષ્ટી ભાવ એવા જગતકર્તા ઇશ્વરને તદ-અંતરગત-તત્ કાર્ય રૂપ નાના વ્યકતીઓને, દ્રષ્ય અને અદ્રષ્ય સર્વ ભાવોને તેમજ તેમના અભાવોને સર્વને પ્રકાશ કરી રેહે છે, ભુઃ ભુવઃસ્વઃ જાગૃતલોક, સ્વપ્નલોક સુસુપ્તીલોક, આલોક અને પરલોક અને સ્વસ્વરૂપાકાર સ્થિતિ અને ચરાચર જગતને અને આખા બ્રહ્માંડને પ્રકાશ કરી રેહે છે અને સ્થાવર જંગમ સર્વ પદાર્થના અસ્તિત્વરૂપ જીવન થઈ રહ્યા છે તેજ દેવ-પરમાત્મા છે.

सुक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत्. ॥

અપ્રતીત અહંપણે તે અતી સુક્ષ્મ છે અને તેથી તે કોઈથી પણ જાણી શકાતા નથી વ્યકતી જીવો પોતે પોતાના અસ્તિત્વને પણ જાણી શકે નહી તેવા અપ્રતિત અગમ્ય ભાવમાં તે રહ્યા છે જેમ સુસુપ્તી દશામાં જીવાત્મા પોતે અસ્તિ-ત્વમાં છે તોપણ પોતે પોતાને જાણી શક્તો નથી. કારણ

કે અહંપણુ અપ્રતીત થઈ જાય છે તેમ અહંપણે તે સર્વમાં અપરોક્ષપણે રહ્યા છે સ્વસ્વરૂપ આત્મભાવે સર્વ પ્રાણી માત્ર અને મનુષ્ય માત્રમાં રહ્યા છે તે છતાં પણ જ્ઞાની પંડીત લોકો તત્ સંજ્ઞા આપીને તેમનુ વર્ણુન કરે છે. તે **પરમાત્મા** એવુ કથન કરે છે. પ્રબોધ કાળે અને વ્યવહાર કાળે તેમને તત્ સંજ્ઞા આપે છે તેથી તે પોતાથી પરોક્ષ રહેલા ગણે છે. જો કે તે પોતામાંજ છે, સ્વ સ્વરૂપેજ છે તે છતાં પણ જ્ઞાની કે અજ્ઞાની સર્વ કોઇ તેમને પોતાથી દુર છેટે સ્થિતિ કરી રહેલા કેહે છે અને સર્વમાં રહ્યા છતાં આકાશની પેઠે સદા–અખંડ–એક આકાર છે અને તેજ સર્વને ધારણુ કરી રહ્યા છે અને સુક્ષ્મથી પણ સુક્ષ્મ અવધિ રૂપ છે, જ્યોતી પ્રકાશમાં અવધિપ્રકાશ છે, સુર્યમાં તો એકજ પ્રકાશ છે (પર પ્રકાશ) અહં સ્વયંજ્યોતી સ્વ-પ્રકાશ અને પરપ્રકાશ બંને પ્રકાશ સ્વરૂપ છે. તેજ દેવ **પરમાત્મા** છે.

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे परांम्**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत्. ॥**

હે મહાબાહુ અર્જુન મારી પ્રકૃતિ બે છે એક પર અને બીજી અપર. પરકૃતિ સમષ્ટી સ્વરૂપમાં સર્વત્ર વ્યાપ્ય થઇને રહી છે અને જડ અને ચેતનરૂપ સર્વ ચરાચર સ્થાવર જંગમ સર્વ પ્રપંચ, જગત રચે છે. અને તદઅંતરગતનાના

વ્યકતીઓમાં વ્યાપ્ય થઈને રહે છે. અને બીજી અપર પ્રકૃતિ વ્યાપક થઇને સર્વના અંદર અને બાહાર (આકાશની પેઠે) રહી છે. મઠાકાશ મઠમાં વ્યાપી રહ્યું છે અને ઘટાકાશ ઘટમાં વ્યાપી રહ્યું છે તે પ્રમાણે માયા વિશીષ્ટ સમષ્ઠીમાં તે વ્યાપ્ય છે અને અજ્ઞાન વિશિષ્ટ વ્યકતી ભાવમાં પણ તે વ્યાપ્ય છે તે પર પ્રકૃતિ છે અને બીજી અપર પ્રકૃતિ મહદાકાશની પેઠે અંદર અને બહાર સર્વત્ર વ્યાપક થઈ રહી છે સમષ્ટીની અંદર અને બહાર અને નાના વ્યષ્ટીઓની પણ અંદર અને બહાર વ્યાપક થઇ રહી છે અને તેજ સર્વના જીવનરૂપ આધાર છે અને તેજ ત્રીલોકી જગતને ધારણ કરી રહી છે અને તેજ દેવ પરમાત્મા છે. સમષ્ટી વ્યષ્ટી અને નાના વ્યકતી વ્યષ્ટીઓના અહં રૂપ જીવન છે અને તે અંદર બહાર મર્યાદા રહીત છે તેજ અવ્યક્ત પરમાત્મા દેવ છે.

**नत्वहं तेषुतेमयि.** હે અર્જુન સ્વપ્ન દશામાં જાગૃતનો જીવ સ્વપ્ન જગતરૂપ સર્વ પદાર્થ થાય છે અને તે પ્રત્યેક અન્ય બીજું કંઈ નથી પણ જીવરૂપ વસ્તુ એકજ એક છે તોપણ પ્રત્યેક પદાર્થ તે જીવરૂપ નથી પણ તે જીવના અણુ અંશ છે અને વળી તે પ્રત્યેક, જાગૃત જીવરૂપ નથી પણ તે જીવની જુદીજુદી પ્રતીતીઓ (દેખાવો) છે અને તે પ્રત્યેક પદાર્થ તે પોતાના પદાર્થપણાના ભાવમાં અન્ય પ્રથકરૂપે રહ્યા નથી પણ તે જીવરૂપેજ રહ્યા છે માત્ર

દેખાવમાં તે સ્થાવર જંગમ જુદા જુદાં રૂપે દેખાય છે તેજ પ્રમાણે હું તે તે રૂપ (જગતરૂપ, પદાર્થ ભાવરૂપ) નથી પણ તે સર્વ મારા (ભાવ) રૂપ છે હું તેમનું અધિષ્ટાન છું અને તેમનું જુદાજુદા રૂપે દેખાવું તે મારા અધિષ્ટાનપણાને લેઇનેજ છે હું નહોઉં તો તે હોય નહીં અને તેવા રૂપે દેખાય પણ નહી. હુંજ તેમનો આધાર અને આશ્રય છું તેથી પ્રત્યેક અન્ય ભાવમાં (અસ્તિત્વમાં) નથી પણ તેઓ મારા (અસ્તિત્વ) ભાવમાં છે. મારૂ દ્રષ્ટા પદજ દ્રષ્યરૂપ થઇ રહ્યું છે. તે અધિષ્ટાનેજ પરમાત્મા દેવ કેહે છે. (તારામાં વ્યાપક ચીદાકાશ અને ચીદાકાશમાં તું.)

જે મહાત્માને આવુ તત્વ દર્શન થાય છે તેને સંસારમાં રૂચી થતી નથી અને મોહ મમતા ક્ષીણ થાય છે.

**પ્રીતમદાસ કહે છે કે**—"કૃષ્ણ પોતામાં પોતે કૃષ્ણમાં કૃષ્ણ વીના ન દીસે કાંઇ, જઈ સરીતા સાગરમાં ભળે તેનુ નામ નદી ટળી જાય.

પ્રેમે પોકારી દ્રૌપદી પ્રેમે પુર્યાં ચીર
કહે પ્રીતમ પારથ તણો રથ હાંકયો જદુવીર
વેદ શકે નહી વર્ણવી આદ્ય પુરૂષ અવિનાશ
કહે પ્રીતમ પરમાત્મા પ્રેમે પ્રગટે પાસ."

**શંકા**—વાદી શંકા કરે છે કે ભક્તમાળમાં દર્શાવેલાં દ્રષ્ટાંતો ભક્તીનું મહાત્મ્ય પ્રગટ કરવાને અતિશયોક્તી રૂપ છે, સત્ય નથી.

**સમાધાન**—તત્વ પરમાત્મામાં સર્વ શક્તીઓ રહેલી છે. સગુણ-સાકાર માનનારા દ્રઢ ઉપાસકોને તેમની ભાવના પ્રમાણે તેવા તેવા સ્વરૂપે પરમાત્મા તેમને મનોવાંચ્છિત ફળ આપે છે શ્રીમુખે કહ્યું છે કે **યેયથામાં પ્રપદ્યંતે.** હે અર્જુન મારા અનન્ય અને દ્રઢ ભકતો મને જે રૂપવાળો માંનીને ભજે છે અને જે ફળ સિદ્ધિ માટે ભજે છે તેમને હું પણ તેવીજ રીતે ભજુ છુ તેવા રૂપવાળો થઇને તેવુ ફળ આપુ છું, હું તેમના નીજ આપમાં અંતર્યામી અંતરાત્માપણે રહેલો છું તેથી તેમની સર્વ ભાવનાઓને અગઉથી અને વગર પ્રગટ કર્યે પણ જાણી લેઉ છું અને તેમને તદવત ફળ સિદ્ધિ આપુ છું. મારી અઘટ ઘટના અને અપટ પટના ઈંદ્રજાલીક દીવ્યમાયાશક્તી અસંભવનો પણ સંભવ કરે છે. મારા પ્રેમી ભકતોની ભાવનાઓને પુરી પાડવી એ મારો સ્વતઃ સ્વભાવ છે. હું અચિંત્ય અને અતર્ક્ય છું, સર્વ શક્તીમાન છું, અખિલ વિશ્વ રચના મારા અંદર મારો વિલાસ છે અને સર્વનો તંત્ર મારી પાસે છે. કારણ કે હું સ્વતંત્ર છું માટે જે જેમ ચહુ તે તેમ કરૂ છું. હું આપ્ત કામ છું. ભક્તમાળનું એકે દ્રષ્ટાંત અસત્ય નથી. અનઅધિકારીને તે વિષમ લાગે છે કારણ કે તેઓ જગતકર્તાને સર્વ શક્તીમાન જાણતા નથી, અને તેથી તેઓ તે દ્રષ્ટાંતોને જોડી કાઢેલી વારતારૂપ સમજે છે, અસત્ય લેખે છે, પણ તે તેમની ભુલ છે. તેવા ભક્ત તમે

થાઓ અને પછી સાચ જુઠની પરીક્ષા કરો. વગર યોગ્યતાએ પરીક્ષક કેવા બનવું ? સ્વપ્ન શ્રષ્ટીમાં અવિદ્યા માયા અસંભવનો પણ સંભવ કરે છે. પોતાનુ મુસ્તક છેદન પોતે નજરે જુવે, એ, અસંભવીત બનાવ છે પણ સ્વપ્ન દશામાં તે અનુભવરૂપ થાય છે. વિદ્યામાયાના કાર્યરૂપ અવિદ્યા માયા છે. જો કાર્યમાં આટલુ બધુ સામર્થ્ય છે તો પછી તેના કારણમાં કેટલું બધું સામર્થ્ય માનવું. ઈશ્વરકૃત શ્રષ્ટી રચનાને વિદ્યામાયા ચિત્ર વિચિત્ર અને અઘટ ઘટના, આશ્ચર્ય, નવઈરૂપ બનાવે છે. એક એકથી ચઢીઆતી રચે છે. માયા શકતી તેમનો પ્રકૃતી સ્વભાવ છે, તેથી તેમના તંત્રમાં રેહે છે, વશવર્તી રેહે છે જગતકર્તા શ્રીહરી અર્ધ નિમેષ કાળમાં અનંત કોટી બ્રહ્માંડ રચના કરવાને સમર્થ છે ત્યાં પછી કોઈ એક ભક્તને મનવાંચ્છિત ફળ આપે તેમાં શું નવઈ સમજાય છે કે સંશયગ્રસ્ત લોકો તેને અતિશયોકતી અને અસત્ય માને છે. પોતાની ભુલ પોતાને જણાતી નથી. અને અનાર્ય ધર્મની વાતોને સ્વિકારી લે છે. અનાર્ય ધર્મ સ્વધર્મ નથી પણ પરધર્મ છે स्वधर्मे निधनं श्रेयः અંગહીન અથવા ન્યુનતાવાળો પણ સ્વધર્મ શ્રેષ્ટ છે તેજ કલ્યાણકારક છે, પરધર્મ આચરણ પરલોક ભય ઉપજાવનાર છે. પરલોક ગતીમાં સંશય કરનાર છે.

**શંકા**—ભગવાનને શ્રષ્ટી રચનામાં શો હેતુ છે ? શું પ્રયોજન છે ? **हेतु नाऽनेव कौंतेय** ભગવાન અર્જુનને કેહે

છે કે હે અર્જુન વ્યકતીગત જગતો જે પુનઃ પુનઃ આવર્તન અને પરીવર્તન પામે છે તેમાં કોઈ અન્ય કારણ કે હેતુ નથી પણ મારો પ્રકૃતી સ્વભાવ અને તેમની અવિદ્યામાયા, અજ્ઞાન, સ્વસ્વરૂપ વિસ્મૃતી છે. દેહાધ્યાસને લેઇને જીવોએ વ્યકતી ભાવ દ્રઢ માની લીધો છે તેથી મારે તેમને તેમનાં કૃત કર્મોનુ ફળ યથાવત આપવું જોઇએ બાકી—न मे कर्मफले स्पृहा જગતોની ઉત્પત્તી—સ્થીતી—કે—લય કરવાના કર્મોમાં મારે કોઇ પ્રકારની મતલબ, સ્વાર્થ કે સ્પૃહા નથી તો પછી જગતકર્તા ઈશ્વરને આ શ્રષ્ટી રચના કરવી અને વ્યકતી જીવોને સંસારના ભ્રમણ ચક્ર ઉપર રાખવાનું શું પ્રયોજન છે ?

**સમાધાન**—પુર્વ શ્રષ્ટીના વ્યકતી જીવોએ કરેલાં કૃત કર્મોનું યથાયોગ્ય ફળ આપ્યા વગર વિનાશ પામે તો જગતકર્તા ઇશ્વરને કૃતાભ્યાં દોષ લાગે અને જો નવા નવા જીવોના ઉદભવને સુખદુઃખ જે ભોગવવું પડે, તે તેમને વગર કર્મ કર્યે ભોગવવુ પડે તેથી અકૃતાભ્યાં દોષ લાગે તેથી ઇશ્વરનો અન્યાય ગણાય માટે તે તે દોષોથી મુક્ત રેહેવાને માટે જગતકર્તા ઇશ્વરને વ્યકતીગત જીવોને માટે આ અને આવી બીજી શ્રષ્ટી રચનાઓ કરવી પડે છે કારણ કે ઈશ્વર સર્વ દોષોથી મુકત (શુદ્ધ) છે निर्दोषं हि समं ब्रह्म જે સર્વને સમાન છે, જે સદા નિર્દોષ છે તે સર્વવ્યાપક ઇશ્વર છે જે ઇશ્વરને નિર્દોષ જાણે છે જે ઇશ્વરને સર્વમાં

સમાન વ્યાપક (જ્ઞાનપુર્વક) જાણે છે તે જાણનારો બ્રહ્મમાં સ્થીતી કરે છે. અજ્ઞાની વ્યકતી જીવોને પુર્વના સંસારમાં કૃત કર્મોનુ યથાયોગ્ય ફળ આપવા માટે ઇશ્વરને વ્યકતીગત જીવો માટે જગત સંસારની રચના અથવા ઉદભવ અથવા આવર્તન અને પરીવર્તન કરવું પડે છે, જેનો વ્યકતીભાવ અખંડ ઇશ્વર સાથે જ્ઞાન દ્વારાએ એકાકાર થાય છે તેને આવર્તન—પરીવર્તન મટી જાય છે. શ્રષ્ટી રચનાનો પ્રવાહ અનાદી—કાળથી ચાલતો આવ્યો છે અને ભવિષ્યકાળમાં પણ તે પ્રવાહં ચાલતો રેહેશે. પુર્વ શ્રષ્ટી પ્રથમ ક્યારે થઇ તે કોઇથી પણ કહી શકાવાનું નથી કારણ કે તે—આદીપણાથી કે પ્રથમપણાથી રહીત છે અને તે કારણને લેઇને જીવ—ઈશ્વર—તત્વબ્રહ્મ અને માયા અને માયા અને બ્રહ્મનો સંબંધ એટલાને—અનાદી વસ્તુ કહી છે તેથી તે પ્રથમપણાથી રહીત છે. પુર્વાપરનો વિચાર કરવા જતાં કોઇક પુર્વકાળને પ્રથમપણું માન્યતા ખાતર સ્વીકારીને પછી ક્રમનો પ્રવાહ ચાલતો માંનીએ તો ભલે, બાકી શાસ્ત્રોમાં તેમને અનાદી કેહે છે. આ પ્રમાણે પુર્વ કાળની શ્રષ્ટીના જીવોનાં કૃતકર્મો (સંચીત—ક્રિયામણ અને પ્રારબ્ધ) શ્રષ્ટીનો પ્રલય થવાથી ફળભોગ ભોગવ્યા વગર બાકી રહી ગયાં હતાં તેમને યથાયોગ્ય ન્યાય આપવા માટે જગતકર્તા ઇશ્વરને, આ, વર્તમાન શ્રષ્ટી રચના કરવાની જરૂર પડી, એ, વાદીની શંકાનું સમાધાન છે.

જગતકર્તા ઈશ્વર સર્વ શકતીમાન છે. વસ્તુ સ્થીતીમાં પોતે એકજ एकोऽहं વસ્તુ સ્થીતિ છે. અનિર્વચનીય ભાવમાં, વિલાસમાં, પોતે, પોતામાં અને પોતાપણે बहुस्याम् બહુ રૂપે થયા છે. બહુરૂપે થયેલા અંશોએ, જીવોએ, પોત પોતાનુ વ્યકતીપણું અને પોત પોતાનુ અલગપણું, જુદા-પણું, આપો આપે દ્રઢ માની લીધુ અને ભોગાસકત થઇને કર્મ કરવા લાગ્યા અને નાના પ્રકારની ઇચ્છાઓ, કામના, આશાઓ અને વાસનાઓ કરવા લાગ્યા તેથી તેમને પોતાનાજ કર્મોનુ ફળ પોતાનેજ ભોગવુ પડે છે તેથી તે દોષ તેમનો પોતાનો, જીવોનોજ છે नादत्ते कस्यचित्पापं બાકી વિભુ એવા સર્વવ્યાપક ઇશ્વરને, ન,તો કોઈના પાપ સાથે કે, ન, તો કોઇના પુન્ય સાથે લેવા દેવા છે, કે મતલબ છે; વ્યકતી જીવો સ્વ-સ્વરૂપ આચ્છાદિત થવાથી, અજ્ઞાન આવૃત થવાથી; પોત પોતાના કર્મોનુ ફળ, પોત પોતાના દોષથી પોતે ભોગવતા રેહે છે, તેમાં ઇશ્વર ઉપર દોષ દ્રષ્ટી કરવી, તે મીથ્યા અપવાદ મુકવા બરાબર છે. ઈશ્વર સદા ન્યાયી છે, ન્યાયી છે તોપણ વળી દયાળુ, છે, વળી કૃપાળુ છે. પુત્ર ઉપર માતા પીતા જેમ દયા અને કૃપા રાખે તેમ ઈશ્વર પણ પોતાના આત્મજ, જે અણું અંશ વ્યકતી જીવો છે તેમના ઉપર માતા પીતા પ્રમાણે દયા કૃપા કરે છે. પુત્ર, કુપુત્ર હોય તો પણ માતા પીતા કમાવીતર થતાં નથી પણ તેમને સુધારવાની યોજના કરે છે તે

પ્રમાણે પોતાના જીવોને શાશન આપીને પણ સુધારવાની યોજના કરે છે. દોષ માત્ર આપણામાં છે. ઇશ્વર સર્વ વાતે સદા નિર્દોષ છે. સર્વ શક્તીમાન પ્રભુ જે કરે છે તે યોગ્ય છે તે તેમને છાજે છે. તેમની ગતી અગમ્ય છે. સર્વ કોઈની જાણની પાર છે. ઇંદ્રને રંક અને રંકનો ઇંદ્ર કરવા સમર્થ છે અને તરણાને મેરૂ અને મેરૂનું તૃણ કરવાને સમર્થ છે, અનંત કોટી બ્રહ્માંડોની (અર્ધ નિમેષમાં) ઉત્પત્તી—સ્થિતિ અને લય કરવાને સમર્થ છે માટે એવા પ્રભુનું જે કોઇ શરણુ લેશે અને ભજન સ્મરણ કરશે તે સર્વ દુઃખોથી પારાંગત થશે અને તેમના નીજ ધામમાં નિવાસ સ્થીતિ કરશે. શ્રી તુલસીદાસજી કેહે છે કે—

દોહા—જોન તરે ભવસાગરહિ, નર શરીર અસપાઈ, સો, કૃતનિંદક, મંદમતિ, (આતમહનિ) શિર ધુનિ ધુનિ પછતાઇ,—

પ્રશ્ન-શંકા એટલે શું ? શંકા, શાથી થાય છે, શંકા કયા પ્રદેશમાં રેહે છે ? અને ત્યાં કયા ઘરમાં રહે છે ? શંકાનુ સ્વરૂપ કેવું છે ? શંકાનુ બળ કેટલું છે ? શંકા શું કામ કરે છે ? શંકાનાં માતાપીતા કોણ છે ? શંકાનો જન્મ શાથી થાય છે ? અને શંકાનુ મૃત્યુ શાથી થાય છે ?

ઉત્તર-શંકા એટલે વેહેમ, ભ્રમણા, ભ્રાંતી, સંભ્રમ, સંશય. તે અવિદ્યા અથવા અજ્ઞાન—અથવા અહંપદ અધિષ્ટાનના અન્યભાવના અહંજ્ઞાનથી અથવા તો મીથ્યા

જ્ઞાનથી થાય છે તે પોતાનાજ (જીવનાજ) હૃદયરૂપ પ્રદેશમાં રેહે છે અને પોતાનાજ, મનરૂપ મંદીરમાં અથવા ઘરમાં રેહે છે. તે, અધિષ્ટાન વસ્તુના પુર્વના સત્ય સ્વરૂપને આચ્છાદન કરી, આવરણુ કરી દેઈને, ઢાંકી દેઇને, બીજા નવા રૂપમાં, વસ્તુનુ-સ્વરૂપ જણાવી રેહે છે, તે શંકા, સંભ્રમ કે સંશયનું સ્વરૂપ છે. તે, સંશયયુક્ત જીવોનો વિનાશ કરે છે અને બેઅંત, અનંત, યોની જન્મો સેવરાવે છે તેની માતા આવરણુઅનેવિક્ષેપશક્તીવાળી અવિદ્યા છે તેનો પીતા દેહોહં અહંકાર પુર્વપુર્વના દેહોહંનો અધ્યાસ દેહાધ્યાસ છે, તે પુર્વ, પ્રાક્ શરીરોમાં કરેલાં કર્મો, વાસનાઓ, અવિદ્યાથી પ્રારબ્ધફળભોગ માટે ભાવી દેહોનો ઉદભવ કરાવે છે તે તેથી જન્મ પામે છે. વાસ્તિકપણું ઢાંકી દેઇને અવાસ્તિકપણું સત્ય જણાવી રેહે છે. તે વસ્તુના વાસ્તિવક જ્ઞાનથી નષ્ટ થાય છે. શંકાનું સમાધાન થતાં તે મૃત્યુ પામે છે. વસ્તુ સ્થીતીમાં એક અખંડ અદ્વૈત અવિકારી, ચીદાકાશરૂપ પરમાત્માદેવજ છે. અજ્ઞાનથી જીવને યોનીજન્મ જગત ઉદભવ થાય છે અને સત્યજ્ઞાનથી પુનરાવર્તી નિવૃત્ત થાય છે. આવરણુ અને વિક્ષેપ પ્રકૃતિના ધર્મો છે.

પ્રશ્ન—નાસ્તિક વાદ શું છે? પરધર્મ શું છે? મૃતક-મનુષ્ય પાછળ કરેલાં પુન્ય દાન આદી કર્મો, શ્રાદ્ધ આદી કર્મ વિધાનનું ફળ તે જીવાત્માને કેવી રીતે પો-

ાય છે ? મુર્તીનું સ્વરૂપ જડ પદાર્થ છે તેની ઉપાસના-
રવાથી ઇશ્વરઉપાસનાતુલ્ય ચૈતન્યરૂપફળ સિદ્ધી કયાંથી
ાય ? ભકુતી ભજન કે નામસ્મરણુ પુન્ય, દાન
વૃતનિયમ કરવાથી શુ ઇશ્વર અનુગ્રહ થાય કે ? જેને
ાહ્મજ્ઞાન થાય તેને યથેષ્ટાચરણુ કે વિધિ નિષેધનો શો
ાધ છે ? મૃત્યુ પછી જીવાત્મા કયાં જાય છે ? તેને રસ્તો
ાણુ બતાવે છે ? જન્મ મરણુનો અંત શાથી આવે ?

ઉત્તર—નાઅસ્તિ એટલે નથી; પણુ કોણુ નથી હું
તે કે આ જગત; હુંતો પોતે હયાત છું માટે છું, આ
જગત પણુ અનુભવ રૂપ દેખાય છે માટે તે પણુ છે, પણુ
ા, એટલે મારો અને જગતનો જે કર્તા કેહે છે, તે નથી.
ાણુ જો કાર્ય પ્રત્યક્ષ છે તો કર્તા વગર કોઈ પણુ કાર્ય બનેલું
કાય એવું જાણ્યું છે ? કારણુ વીના કોઇ પણુ કાર્યનો સં-
ભવ થાય છે !

કર્તા વીના કાર્ય ઉત્પત્તી થવી, એ, અસંભવીત
ાત છે. વળી નથી એટલે પ્રથમ અસ્તિત્વ હતુ પણુ હાલ
ર્તમાન કાળમાં નથી—તો હાલનુ નાઅસ્તિત્વ અથવા
ુન્યતા, જે કોઇ અસ્તિત્વના અથવા અધિષ્ટાનના આધારે
અસ્તિત્વ ધરી રહી છે તે, સર્વ અસ્તિત્વોના અવધિરૂપ
તેી અવશેશ અસ્તિત્વ પરમાત્માપદ છે. જેના આશ્રયે
આકાશવત શુન્યતા રહેલી છે તે સર્વાતીતપદ ચીદાકાશ
છે. તેજ સર્વમાં અસ્મિતારૂપ ( હયાતી ) છે અને તેજ

સર્વમાં અહંપણે સત્તા સ્ફુર્તી ચૈતન્ય શક્તી છે અને તેજ સર્વના કારણ રૂપ છે અને માયાશક્તી દ્વારા એ તે જગત પ્રપંચના કર્તા રૂપ છે. અને તેજ સર્વ શકતીમાન અને જગતકર્તા ઇશ્વર છે. વર્તમાન જન્મમાં પરલોકના ભયથી નીડર રેહેવાને અને વિષયભોગ અને મોહ આ સક્તીને તૃપ્ત કરવાને માટે નાસ્તિક લોકો સંન્નિપાત ગ્રસ્ત લોકોની પેઠે લવારી બકવાદ કરે છે કે જગતનો કોઇ કર્તા નથી, આપોઆપથી જગત ઉત્પંન થયું છે, આપો-આપથી નીયંતા વગર નીયમ પુર્વક ચાલે જાય છે, કદી કંઇ વિઘ્ન નડતું નથી આખુ બ્રહ્માંડ તેમ ચાલે છે, સ્ત્રી પુરૂષના સંયોગથી પ્રજા ઉત્પન્ન થાય છે, જગત પ્રવાહરૂપે ચાલે જાય છે, અનાદી પ્રવાહછે જગતકર્તા, જગત નિયંતા માનવાની શી જરૂર છે ? કાર્ય અને કારણથી શ્રષ્ટી રચના બને છે, પંચભૂતના મીશ્રણ થવાથી ચૈતન્યશકતી બને છે. પ્રજામાં સલાહ અને શાંતી જાળવી રાખવા માટે પુર્વ કાળના પુરૂષોનો જે અનુભવ તે શાસ્ત્રોરૂપે અજ્ઞાની લોકોને ભય સમજાવવાનું સાધન છે. યંત્ર ઘસાઇ જાય ત્યારે ભાગી પડે તેમ તત્વોમાં—ન્યુન્યાધિકતા થાય છે ત્યારે મૃત્યુ થાય છે, અને ચૈતનત્વ વિનાશને પામે છે, જીવપણું પણ નાશ પામે છે, ત્યાં પુનર્જન્મ કોનો ક્યાં રહ્યો ? તત્વોથીજ ઘાસની પેઠે નવા નવા જીવો બનતા જાય છે અને તત્વોમાંજ ન્યુના-ધિકતા થવાથી તે તે જીવો વિનાશને પામે છે. આ પ્રમાણે

જડતત્વોમાં—ચૈતનત્વ સ્વીકારે છે પણ સર્વ શકતીમાન ઇશ્વરમાં સ્વીકારતા નથી, કારણ કે તેમને પાપનો ડર કે નરક પ્રાપ્તીનો કે, યમયાતનાનો ભય—અને પુનર્જન્મનો ભય રાખવો ફાવતો નથી કારણ કે સંસાર ભોગો નિશંક-પણે ભોગવવા છે માટે મનમત્ત, નાસ્તીકમત, સ્વીકારે છે, પણ તેથી કરી તેમની પરલોકમાં રક્ષા થવાની નથી પણ કલ્પપર્યંત જડવત ઘનસુસુપ્તીવત પહાડપાષાણવત તેમને યોની જન્મ ધારણ કરવો પડશે.

જે અનાર્ય ધર્મ છે તે પરધર્મ છે. જે પોતાનો વર્ણાશ્રમ ધર્મ નથી તે પરધર્મ છે. જે પોતાનો સંપ્રદાય ધર્મ નથી તે પરધર્મ છે જે અયોગ્યતાનો ધર્મ છે તે પરધર્મ છે. પરધર્મ આચરણ અધોગતી રૂપ છે.

મૃત્યુ પામેલા મનુષ્ય પાછળ તેના પુત્ર આદી પ્રજા કે આત્મજોએ તેના નિમીત્તે જે જે કંઇ પુન્યદાન કે સતકર્મ કે શ્રાદ્ધ આદી કર્મ કે યાત્રા ગમન કે વૃતપાલન કે ઇષ્ટસ્તવન કર્યું હોય તે સર્વના ફળના સંસ્કારો તે તે કર્મના કર્તાઓનીશ્રદ્ધા ઉપર આધાર રાખે છે શ્રદ્ધા જો બળવાન અને તીવ્ર હોય તો, તે, જ્યાં, અને જે, યોની જન્મમાં, હોય, ત્યાં, તેને, પર—ઇચ્છિત પ્રારબ્ધ થઈને તેને ભોગ ફળ આપે છે કર્મ કર્તાની ઇંદ્રિયોના દેવતા દ્વારાએ તે સંસ્કારો વહન થાય છે કારણ કે દેવતાઓ વ્યાપક છે, તેથી સમષ્ટીવ્યષ્ટી જગત કર્તા ઇશ્વર સાથે તારના દોરડા

પેઠે જોડાયેલા રેહે છે અને જગત નીચંતાના કર્મ વિપાક નિયતનિર્માણ, પ્રારબ્ધનિર્માણ થઇને તે તે દેવતાઓ દ્વારાએ પુનઃ વહન થાય છે અને મરનાર મનુષ્યને પરેચ્છિત પ્રારબ્ધ ફળ બનીને ભોગ આપે છે માટે ભાવના અથવા શ્રદ્ધા ઉપર તેનો આધાર છે. यच्छ्रद्धः सएवसः વ્યવહાર સ્થીતીમાં જેમ જેલમાં પડેલા માટે તેનો બંધુવર્ગ જેલર દ્વારાએ કંઈ પોહોચાડી શકે તે પ્રમાણે.

મુર્તીનું સ્વરૂપ જો કે જડરૂપ છે તો પણ તેમાં સર્વ શક્તીમાન ઈશ્વરપણાની દ્રઢ ભાવનાનું આરોપણ કરાય છે અને જગત કર્તા સર્વે વ્યાપક ઇશ્વર જેમ સર્વમાં સત્-ચિત્ આનંદ. સામાન્ય ભાવે દ્રષ્ટા દ્રષ્ય સર્વના અંતરાત્મા થઈ રહ્યા છે તેમ મુર્તીમાં પણ તેજ રહેલા છે, તેથી પ્રતિષ્ટા છે. વળી ઉપાસક, ચૈતન્ય રૂપ છે તેથી-તેની દ્રઢભાવના પણ ચૈતન્ય રૂપ છે અને તેથી તેની ફળ પ્રાપ્તી પણ સત્ય ચૈતન્ય રૂપ થાય છે, દ્રષ્ટાની ભાવનાજ દ્રષ્ય આકાર વૃત્તિ થાય છે. (જેમ સ્વપ્નમાં બને છે તેમ) અને તેથી ઉપાસકની ચૈતન્ય ભાવનાજ તેને ચૈતન્ય ફળ આપે છે यच्छ्रद्धः सएवसः જો કે ઇશ્વર આપે છે તોપણ તે ઉપાસકની ભાવનાનીજ, યોગ્યતા છે. येयथामां प्रपद्यंते કારણ કે હું સર્વત્ર વ્યાપક સર્વ શક્તીમાન ઇશ્વર સર્વમાં સમાન વ્યાપક થઈ રહેલો છું જેને જેવી ભાવના તેને તેવું ફળ હું આપુ છું અને તેજ શ્રદ્ધાને લેઇને ભક્ત જનોને નામ સ્મરણ કરનારને પુન્ય, દાન, વૃત, નિયમ વીગેરે કરનારને પણ જેને જેવી

શ્રદ્ધા અને ભાવના અને જેનો જેવો પુરૂષ પ્રયત્ન, તેને તેવું ફળ, ફળદાતા, ઇશ્વર, અનુગ્રહ (કૃપા) કરીને આપે છે.

જેમને બ્રહ્મનું જ્ઞાન થાય તેને પછી કંઈ કર્તવ્ય બાકી રેહેતું નથી नैवतस्य कृतेनार्थो જેને સ્વ આત્મજ્ઞાન થાય તેને પછી કંઈ કર્તવ્ય કરવું બાકી રેહેતું નથી, તો, તેથી શું ( यथं+इष्ट જેમ પ્રીય તેમ ) યથેષ્ટાચરણ કરવું ? મનને ફાવે તે પ્રમાણે શું વર્તવું ? नहि कश्चित्क्षणमपि કારણ કે એક ક્ષણભર પણ કોઇ અક્રિયસ્થિતીમાં તો રહી શકતું નથી અને જ્યારે કર્તવ્યતાથી રહીત રહે ત્યારે મનનો પ્રવાહ જ્ઞાનનો રસ્તો બંધ થવાથી અજ્ઞાન પ્રવાહનો રસ્તો પકડશે. જે બ્રહ્મજ્ઞાનીઓ થોડું કંઇ, શાસ્ત્રોકત અને થોડી કંઇ, કપાળ કુટ જાણીને अहंब्रह्म બની બેઠા હોય છે તે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થાય છે. અર્ધદગ્ધ અનાજ જેમ બીપણાના વાવના ખપમાંથી રદ થયું અને રસોઇના સ્વાદથી પણ ગયું કારણ કે શેકાયેલું અનાજ થયું તેમ યોગવશિષ્ટમાં તેવાને " જ્ઞાનબંધુ, " ની સંજ્ઞા આપી છે. જો તેઓ અજ્ઞાની રહ્યા હોત તો સારૂ થાત કે કોઈ કાળે પણ ગુરૂના બોધથી સમજત પણ મીથ્યાજ્ઞાનના ગર્વમાં પોતે પુર્ણ જ્ઞાની થઇ બેસે છે અને જેમ તેમ બકવાદ લવારા કર્યા કરે છે અને સર્વ શાસ્ત્ર જ્ઞાતા અને સર્વના ગુરૂ થઇને બેસે છે. તેઓ વાસનાઓની સુક્ષ્મતા અને મનની મૃતસંજીવન શકતીને જાણી શકતા નથી તેથી ઇશ્વર પ્રણીધાન

અને જ્ઞાનાભ્યાસને બાજુ ઉપર મુકે છે તેથી મૃત્યુકાળ પછી તેવા જીવો અધોગતીને પામે છે. વિધી અને નિષેધને બાજુ ઉપર મુકવાથી પાપાચારી બને છે અને અધમ ગતીને પ્રાપ્ત થાય છે, માટે યોગક્ષેમમાટે કર્તવ્યતા સેવવીજ.

મૃત્યુ પછી જીવાત્મા કૃતકર્મ અને વાસનાસંસ્કાર પ્રમાણે પરલોકસ્થીતીમાં ગમન કરે છે જેમ જાગૃત સ્થીતી વિસ્મૃત થવાથી સ્વપ્નસ્થીતી ઉદભવે છે તેમ આલોક સ્થીતી વીસ્મૃત થાય છે અને પરલોકસ્થીતી ઉદભવે છે. અથવા સ્મૃતીરૂપ બને છે. માટે તે આપોઆપથી વાસનાનો પ્રેરેલો, ગતી, સ્થીતી કરી રેહે છે. પોતે એકોહં, એકપણે છે, ત્યાં બીજો કોણુ રસ્તો બતાવે. યમદૂત અને વિશ્નુગણુ આદી પ્રતિતિઓ પુર્વના દ્રઢ સંસ્કારો સ્વપ્નનરની પેઠે તદવત સત્ય જેવો અનુભવ કરાવે છે. પ્રત્યેકનો એક બીજાથી અવિંધ અને અભેદ્ય ઉદભવ થાય છે, તેથી એક બીજાનો અનુભવ સર્વને અજ્ઞાત રેહે છે.

જન્મ મરણુરૂપ પુનરાવર્તીનો અંત, ચીતશુદ્ધિદ્વારાએ નીજજ્ઞાનની પ્રાપ્તીથી અને જીવપણુારૂપ વ્યક્તી ભાવનો મહદચૈતન્ય આકાશ સાથે ઐક્યતા થવાથી અંત થાય છે, જેમ આકાશમાં આકાશ અને પાણીમાં પાણી તેમ પરમાત્મામાં જીવાત્મા એકાકાર થાય છે, ત્યારે પુનરાવર્તી બંધ થાય છે.

પ્રસ્તાવનામાં દર્શાવેલા પ્રશ્નોની સમજુતી અને તેવા અન્ય શબ્દોના અર્થ=આ સંસાર જન્મથીમૃત્યુપર્યંત અથવા આદીથી અંતપર્યંત, સર્વ દુઃખરૂપ છે. સુખ પ્રતીતી ભ્રાંતીરૂપ છે, વાસ્તિવક સત્ય નથી, સર્વ અનર્થોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તી, એ, વાસ્તિવક સુખ છે, જેને વ્યક્તી ભંગ, નિર્વાણ–સ્થિતી કેહે છે, તે વાસ્તિવક સુખ છે. આ મનુષ્ય જન્મના સંસારમાં જીવને પુર્વાપરના વિચાર સુઝે છે, તેમાં કર્તવ્યતા અને સાફલ્યતા સુઝે છે અને તેમાં પુરૂષ પ્રયત્ન કરે તો તેટલો સાર ભાગ છે; જો તેમ ન કરે અને વિષયાસક્ત થઈને મોહ વ્યવહારમાં આયુષને ગુમાવે અથવા ખરચી નાંખે તો આખોએ સંસાર અસાર છે. સર્વવ્યાપક તત્વ અખંડ એક ચિદાકાશરૂપ પરમાત્મા દેવજ એક વાસ્તિવક વસ્તુ છે, સંભ્રમ સંસાર સર્વ અવાસ્તિવક છે. સંભ્રમ સંસાર સર્વ વિનાશી છે અને તત્વપરમાત્મા અવિનાશી છે. જે સ્વસત્તા શુન્ય હોય તે અવસ્તુ રૂપ હોય છે અને જે અવસ્તુ હોય તે અસત્ય હોય છે તે પ્રમાણે સંસાર અસત્ય છે.

અખંડ એક ચિદાકાશમાં અવિદ્યાકૃત વ્યક્તી પ્રતીતીને અહંઅસ્મી ભાન અથવા જ્ઞાન થાય છે. જે સ્વસંવેદ્યછે એટલે પોતેજ પોતાને જાણી શકે છે, અન્ય કોઇની અપેક્ષા રાખતો નથી, અને જે સ્વપ્રકાશછે એટલે પોતાને જાણેછે અને જે પરપ્રકાશ્યછે એટલે બીજા દ્રષ્યવર્ગને પણ જાણે છે એવો જીવાત્મા તે અહં

અથવા હું સંજ્ઞાસુચક પ્રત્યય છે. હુંનું ઉત્પતી સ્થાન સચ્ચિદાનંદ અવ્યકતબ્રહ્મ સર્વવ્યાપકઅહં ચિદાકાશરૂપ તત્વ પરમાત્મા છે; અને ત્રણેકાળ તે જીવાત્મા અચળ પદમાંજ સ્થીતી કરીને રેહે છે. જવું અને આવવું સર્વ પ્રાતિભાસીક–સંભ્રમ છે, સ્વપ્રની પેઠે એક કાળા વિચ્છિન્ન, સંભ્રમકાળમાં સત્ય જેવો પ્રતીતીરૂપ છે. મનુષ્ય શરીરમાંજમાત્ર સંભ્રમ નિવૃત્તી અને નીજસ્વરૂપનું-જ્ઞાન સંપાદન કરી શકાય છે, અન્ય યોનીશરીરમાં તે સંપાદન કરી શકાતું નથી. જીવાત્માનો આત્યાંતીકમોક્ષ જ્ઞાનવીના થતો નથી, તેથી તે પરંલાભ છે અને પરજ્ઞાન છે, માટે મનુષ્ય શરીરની તેજ સાફલ્યતા છે અને તેજ તેની ઉત્તમતા અને દુર્લભતા છે.

મૃત્યુ પછી જીવાત્મા સંભ્રમપ્રદેશમાં સ્વપ્રદશાની પેઠે લોકાંતરસંભવ અને લોકાંતરગમન કરે છે અને પ્રારબ્ધ નિર્મિત યોનિજન્મ પામીને પ્રાકૃતનુ સંસ્કારોને ભોગવે છે. જેમ જાગૃત દશાના સંસ્કારો સ્વપ્ર દશામાં પ્રત્યક્ષ ભોગવાય છે તેમ લોકાંતર સ્થીતી ભોગવાય છે. અને સ્વપ્રમાં જેમ સ્થાણુંપણું કાયમ રેહે છે તેમ લોકાં-તર સ્થીતીમાં પણ જીવાત્માનું સ્થાણુંપણું કાયમ રેહે છે. स्थाणुरचलोऽयंसनातनः હે અર્જુન આ જીવાત્મા સદા સ્થાણુંપણે રહેલો છે તેથી તે અચળ છે અને પુર્વાપરથી ચાલતો આવેલો સિદ્ધઅસ્તિત્વ–સનાતન ભાવ છે.

આ જગત રચના, ઈશ્વરે પોતામાં પોતાપણે કરી છે. તેથી તે જગતરૂપકાર્યથી અભિન્ન છે. જેમ મનોરાજ્ય અભિન્ન રેહે છે તેમ, જેમ સ્વપ્ન રચના જીવાત્માથી અભિન્ન રેહે છે તેમ, ઈશ્વર પોતેજ આ જગતરૂપ થઈ રહ્યા છે. જીવ પ્રતીતી જીવનો સંભ્રમ છે. જગત કર્તા ઈશ્વર જગતરૂપે છે તેથી તે જગતમાંજ છે, જગતને મુકીને કોઇ અન્ય પ્રદેશમાં રહ્યા નથી. જેમ આખા શરીરમાં–જીવાત્મા વ્યાપક થઈ રહે છે તે પ્રમાણે સમસ્ત બ્રહ્માંડમાં તે વ્યાપક રહ્યા છે.

અવિકારી સર્વવ્યાપકતત્વ, માયા પ્રદેશમાં વ્યક્તીમાન થવાથી, માયાવિશિષ્ટ સમષ્ટીવ્યષ્ટીને, ઈશ્વરસંજ્ઞા કહે છે અને માયા શકતી દ્વારાએ તે બ્રહ્માંડ રચના સ્રજે છે, અને તેજ નાના જીવોના અને જગતના કર્તા છે. માયા અને તત્વ બ્રહ્મના સંયોગમાં ઇશ્વરપણું રહ્યું છે બાકી તત્વ અવિકારી છે અને માયા જડ છે પણ બંનેનો સંયોગ તે ઇશ્વરત્વ સ્થીતી છે અને તે પણ અનિર્વચનીય છે કારણ કે માયા પોતે અનિર્વચનીય છે.

ઇશ્વરનુ જ્ઞાન અને તત્વદર્શન ગુરૂ કરાવી શકે છે. સર્વ અનર્થોની નિવૃત્તીને મોક્ષ કહે છે. "નરનો નારાયણ કરે પલકમાં, તે સદગુરૂની કુંચી."

મનની, વાણીની કે કાયાની જે જે ક્રિયાઓ થાય છે તેને કર્મ કેહે છે.

અવ્યક્તતત્વનાં વ્યકતીમાનદર્શન અવાસ્તિક છે, જ્ઞાનરૂપ ચક્ષુદ્વારાએ થતાં અવ્યકતદર્શન વાસ્તવિક દર્શન છે.

સાલોક્ય સારૂપ્ય, સાયુજ્ય અને આત્યાંતીકમોક્ષ એ મુકતીના પ્રકાર છે તેમાં આત્યાંતીકમોક્ષ, છેવટની મુકતી છે. તેને પામ્યા પછી વ્યકતીભાવ, નષ્ટ થવાથી પાછુ ફરવું પડતું નથી માટે તે કૈવલ્ય મોક્ષ છે.

જે, વ્યકતીભાવના જીવનરૂપ છે, તેને (વ્યકતીપણાને) ટકાવી રાખનારને જીવ કેહે છે.

જે પોતે પોતાને જાણે અને બીજા સર્વને જે જાણે તે તત્વ ચૈતન્યને આત્મા કેહે છે.

જે તત્વ મહાન ચૈતન્ય આકાશરૂપ છે વ્યકતીભાવથી રહીત અવ્યકત છે જે સર્વના અવધિરૂપ આત્મા છે તે **પરમાત્મા કેહેવાય છે.**

સર્વ શક્તીમાન તત્વ પરમાત્માની સર્વ પૈકી એક શકતીમાયા છે તે સર્વ [1]દેવતઇ છે, સાંખ્ય છે, ઇંદ્રજાલીક

---

૧ " હરીની માયા મહાબળવંતી, કોએ નવ જીતાય જોને
જોગીને તો જોતી હીંડે, ભોગીને તો ખાય જોને
કાયરને તો કુટી નાંખે, શુરા પુંઠળ ધાયજોને
જ્ઞાનીને તો ગોતીમારે, અજ્ઞાની અથડાય જોને
પંડીતને પ્રપંચે મારે, કોએ નવ કળાય જોને
હરીપનોતા હાથે મારે, મહા ઠગણી કેહેવાય જોને

કારમી છે અને અઘટ ઘટના અને અપટ પટનારૂપ છે અને વળી અનિર્વચનીય છે, અનાદી છે, પ્રકૃતી સ્વભાવરૂપ છે અંતવાળી એવી સા-અંત સાંત છે, મનોરાજ્ય પેઠે અવસ્તુરૂપ છે, કલ્પીત છે, તે બ્રહ્મયોની જગત જનુની મહામાયા, વિદ્યામાયા કેહેવાય છે.

ઇશ્વરના નામ સ્મરણનું પુનઃ પુનઃ આવર્તન કરવું અથવા ઉચ્ચારણ કરવું તેને ભકતી કેહે છે. "ઘડી પહોર સુમરન કહા, સુમરણ સ્વાસઉછાસ."

ઇશ્વરની ઇષ્ટ ભાવે સેવા અર્ચન કે ધ્યાન કરવું તેને ઉપાસના કેહે છે. "પ્રેમ વીના સૌ પાંપલાં, પાખંડ ન પડે પાર, કહે પ્રીતમ ઘોડા ચિત્રકા ચલે ન એક લગાર."

પરમાત્મા, ઈશ્વર અને પોતાના નીજસ્વ રૂપને યથાવત યથાર્થ જાણવું તેને [1]જ્ઞાન કેહે છે.

વાસ્તિવક સ્થિતિની અન્યપ્રતીતી તેને સંભ્રમ કેહે છે, જે મનુષ્ય, ગુરૂ, વેદ, ઈશ્વર અને પરલોકગતીને માને તેને આસ્તિક કહે છે.

---

ચતુરને તો ચુંટી નાંખે ચટક ચોટી જાય જોને
તપસીને તો ટીપી નાંખે, કરણીમાં કુટાય જોને
હરીની અપર બળમાયા, જોરે નવ જીતાય જોને."

1 "જ્ઞાન જ્ઞાન સબકો કહે આતમ જ્ઞાનસો જ્ઞાન,
કહે પ્રીતમ પારસમણી ઓર સબે પાષાણ."

વર્તમાનલોક સ્થિતીને આલોક કેહે છે અને મૃત્યુ પછી જીવાત્માને જે ભાવી લોકસ્થીતી પ્રાપ્ત થાય છે તેને પરલોક સ્થીતી કહે છે. બંને લોક સ્થીતી પરસ્પર અભેદ્ય છે, કારણ કે એક બીજાના સુક્ષ્મ ભાવમાં રેહે છે.

જેમનું, મહત્વ સર્વના અવધિરૂપ છે તેમને ગુરૂ એટલે મોટા અથવા મહાન [1]ગુરૂ કેહે છે.

વેદ શાસ્ત્રોએ જે કરવાનું વિધાન કરેલું હોય તે વિધિ અને, ન, કરવાનું કહેલું હોય તેને નિશેધ કેહે છે.

સર્વ શકતીમાન સર્વવ્યાપક ઇશ્વરનું અમુક ઇષ્ટ સ્વરૂપ વ્યકતીભાવમાં આરોપણ કરીને તેમની સેવા અર્ચન પ્રણીધાન, સ્વાત્મ–નિવેદન, દર્શન કે ધ્યાન કરવું તેને મુર્તીપુજા અથવા પ્રતિષ્ટા પુજા કેહે છે.

વસ્તુની સિદ્ધિ કરવા માટે જે જ્ઞાન વદવું તેને વાદ કેહે છે.

નિશેધ કરવા માટે જે વદવું તેને અપવાદ કેહે છે. દુરાગ્રહ કરીને પોતાની વાતને સિદ્ધ કરીને સામા–મનુષ્યને મનાવવી તેને મતાંતર કેહે છે. ખેંચાતાણ કેહે છે.

જે ક્રિયાનુ આલોકે અને પરલોકે સુખરૂપ ફળ મળે

---

૧ " ગુરૂગોવિંદ એક રૂપ જાણુ, રખે ભિન્નભાવ રૃદેમાં આણુ
ગુરૂગોવિંદથી છે અધીક, જેની પરમારથ કારણ સીખ
ગોવિંદના સરજ્યા પડયા જીવજાળ, ગુરૂ તેની મુકતી કરે તતકાળ."

તેને ધર્મ કેહે છે અને તેનેજ પુન્ય કેહે છે અને દુઃખરૂપ ફળ મળે તેને અધર્મ અને પાપ કેહે છે.

જે શાસ્ત્રમાં તત્વ શ્રીકૃષ્ણ પરમાત્માનું જ્ઞાન મગ્નતા પુર્વક ગવાયેલું છે તે શાસ્ત્રને **શ્રીગીતાજી** કેહે છે.

જે તત્વ સર્વ સંભ્રમો અને સર્વ અનર્થોને કૃશ કરીને, નાશ કરે છે અને જે તત્વ અવ્યક્તવર્તુલના મધ્યબિંદુપણે ગુરૂત્વાકર્શણ કરીને સર્વ બિંદુઓને પોતા તરફ આકર્શણ કરે છે તે અધિષ્ટાનતત્વને [1]શ્રીકૃષ્ણ પરમાત્મા કેહે છે, જે તત્વ સર્વમાં રમી રહ્યું છે, વ્યાપક થઇ રહ્યું

---

(૧) **कृष्ण कृष्णेति कृष्णेति** એમ, ત્રણ વાર ઉચ્ચાર કરીને જે મનુષ્ય નીત્ય મારૂં સ્મરણ કરશે તેને જળ કમળવત હું ભવસંસારથી અલિપ્ત રાખીશ અને નરક સ્થીતીથી ઉદ્ધાર કરીશ. હે! મનુષ્ય જન્મને પામેલા માનવીઓ મારી આ વાણી સત્ય પ્રતીજ્ઞારૂપ માનજો, હું મારા હાથ ઉંચા કરીને તમને વારંવાર પોકાર કરી કરીને કહું છું કારણ કે મારૂ નામ મુકુંદ એટલે મુક્તીદાતા છે, નરમાં જેમ સીંહ તેમ સર્વ, નામોમાં, સીંહરૂપ નૃસીંહ છે અને સ્વજન, ભક્ત, દાસનો ઉદ્ધાર કરનાર એવું જનાર્ધન નામ છે. ત્રણ વાર ઉચ્ચારનો અભિપ્રાય=જેશ્રીકૃષ્ણ તત્વ અવ્યક્ત બ્રહ્મ છે તેજ વિધામાયામાં જગતકર્તા ઇશ્વર છે અને તેજ સ્વ-વિલાસમાં અવિદ્યામાં નાના જીવોરૂપ થઇ રહ્યા છે (સ્વપ્ન ઘટનાની પેઠે.) માટે ત્રણે દશામાં (પાર્માર્થિક-વ્યવહારીક અને પ્રાતિભાસીકમાં) વસ્તુસ્થીતી અદ્વૈત એક પરમાત્માજ છે.

છે તે બ્રહ્મ તત્વને [1]શ્રીરામ કેહે છે અને જે તત્વ સર્વના સુખ, કલ્યાણ સ્વરૂપ છે તે તત્વને સદાશીવ મહાદેવજી કેહે છે. જે તત્વ સર્વમાં સત્તાસ્ફુર્તી છે જે, તત્વ સર્વના અસ્તિત્વરૂપ છે, જે તત્વ અનિર્વચનિય સર્વ ભવસંસારના સંભવના કારણરૂપ છે, તે તત્વને દેવી., શકતી, ભવાની, કહે છે. જે પ્રકાશરૂપ છે, તેને કાશી કહે છે. જે જન્મી, જન્મીને ગત થાય છે, જે ઉત્પન્ન થઇ થઇને નાશ પામતુ જાય છે તેને જગત કહે છે. જે સંસ્રત પામે છે અથવા જે સરી જતો રેહે છે તેને સંસાર કેહે છે, જે પ્રકાશ સ્વરૂપ છે તેને દેવ કેહે છે. સંસ્કૃતમાં દીવ ધાતુનો અર્થ પ્રકાશ કરવું છે. જે સર્વ અનર્થોને હરે છે તેમને હર—હર—મહાદેવ કેહે છે. જે ઇંદ્રિઓનું પાલન કરે છે તે ક્ષેત્રજ્ઞ દેવને ગોપાલ કેહે છે. વીદ એટલે જાણવું, તે ઉપરથી વેદ, એટલે જ્ઞાન. શ્રુતી એટલે સાંભળેલું તે, વેદજ્ઞાન અને તેનુ પુનઃ સ્મરણ અથવા મનન તે, **સ્મૃતી જ્ઞાન** કેહેવાય છે. જે જ્ઞાન અસલનું પુરાણું જ્ઞાન છે તેને પુરાણ કેહે છે. જે જ્ઞાન ભગવાનના વિષયરૂપ છે તેને ભાગવત કેહે છે.

---

(૧) **श्रीराम रामेति रामेति** એમ ત્રણવાર ઉચ્ચાર કરીને જે મનુષ્ય સર્વદા શ્રીહરીનામ સ્મરણ કરશે તેમને આલોકમાં ભુક્તી (ભોગ) અને પરલોકમાં મુક્તી થશે તેમાં સંશય નથી. અઘોર પાપી પણ જો શ્રીહરીનામ સ્મરણ કરશે તો તેનાં સર્વ પાપ બળીને ભસ્મ થશે. અગ્નિ (સ્પર્શ.) જેમ જ્ઞાત અને અજ્ઞાત સર્વેને બાળે છે તેમ.

જે જ્ઞાન રામનો માર્ગ બતાવનાર છે તેને રામાયણ કેહે છે.

ચ. શ્લો. ૧૧ મો પાદ. गेयंगीता

અર્થ—હે મૂઢમતિ તું શ્રીમદ્ભગવદ્દગીતાના જ્ઞાનમાંજ મગ્ન થઇને રેહે તેના શ્લોકોનેજ મુખ પાઠ કરીને પુનઃ પુનઃ ગાનતાન કરીને તદાકારવૃત્તી કર.

ટીકા=શ્રીમદ ભગવદ્દગીતા અવ્યકત શ્રીકૃષ્ણપરમાત્માનુ વ્યક્તિમાન પ્રગટ સ્વરૂપ છે. મુર્તીમાન જ્ઞાન છે સર્વ ઉપનીષદોના દોહનરૂપ જ્ઞાન છે सत्यं ज्ञानमनंतं ब्रह्म જે ત્રિકાળ સત્ય અસ્તિત્વ રૂપ છે, જે ત્રીકાળ સ્વયંજ્ઞાન સ્વરૂપ છે જે દેશ, કાળ—વસ્તુપરિચ્છેદ રહિત અખંડ એક છે અને અનંત છે અને જે સર્વ વ્યાપક છે તેજ બ્રહ્મ પરમાત્મા છે. જ્ઞાન એજ પરમાત્માનુ વસ્તુસ્વરૂપ છે. અને બ્રહ્મ અસ્તિત્વ એટલે સર્વત્ર સમાન વ્યાપક, આકાશની પેઠે અપ્રતીત, ન જણાયતેવું હયાતીપણું (અથવા વ્યાપક, હુંપણું), વ્યાપક હુંપણું અને વ્યાપક આત્માપણું (અથવા અહંને જાણવાપણું, જ્ઞાન અથવા ચેતનપણું), સત્—ચિત્—અને આનંદ, સચ્ચિદાનંદ એજ પરમાત્માની—વસ્તુ સ્થીતી છે.

જે પરમાત્મા અગમ્ય છે, અવાચ્ય છે, અતર્ક્ય છે અચિંત્ય છે, તે મુર્તીમાન થઇને શ્રીમદ ભગવદ્દગીતા સ્વરૂપે પ્રગટ પ્રકાશયુક્ત દર્શન (સુર્યની પેઠે) દેઈ રહ્યા છે, તે

શ્રીમદ ભગવદ-ગીતાજીના ભાવને મારા કાલાઘેલા ભાવમાં હું જે કંઈ યુક્ત-અયુકત, યોગ્યાયોગ્ય, કહું તે, હે ! શ્રીકૃષ્ણ પરમાત્મા મને આપ ક્ષમા કરજો, એટલુંજ નહી પણ મારા કાલાઘેલા ભાવ ઉપર-આપ પ્રસંન થજો, અને માતા પીતા જેમ પોતાના બાળકના કાલાઘેલા તોતડા બોલથી અતી પ્રસંન થાય છે, તેમ આપ પ્રસંન થજો, મને આપનુ બાળક માંની લેજો, અને મારા લેખરૂપ પ્રયાસને, આપની સેવા અર્ચન યજ્ઞ જપ તપ આદિના લેખામાં ગણજો. શ્રીગીતા-જીનો શુદ્ધ, ગુપ્ત અને ગંભિર ભાવ તો કથનની પાર છે પણ યથામતી અને યથાશકતી આ લેખમાં જણાવું છું.

અવ્યક્ત અને અપ્રતીત अस्मिता अहं તત્વ જે સત્-ચિત્ અને આનંદ સ્વરૂપ છે અથવા अस्तिभाति અને प्रीय સ્વરૂપ છે તે, અનિર્વચનીય માયાના યોગે પ્રતીતી ગોચર થયું, તે કારણથી જે પદ अस्मि अहं હતું તે પદ अहं अस्मि રૂપે પોતે પોતાને જણાયું. એટલે કે અવ્યક્ત અહંની વ્યક્તી પ્રતીતી થઇ અને તે પ્રથમ વ્યકતીને एकोऽहंપણું જણુઈ રહ્યું તેમને જ્યારે ઈચ્છા થઇ ત્યારે પો-તાના-વિલાસને માટે પોતે પોતામાં પોતાપણે આ અનિ-ર્વચનીય રચના કરી અને સ્વ ઇચ્છાએ એકોહંના बहुस्याम થઇ રહ્યા એટલે-સમષ્ટી વ્યષ્ટીરૂપ એકવ્યકતી થયા અને તેના અંતરગત નાના વ્યષ્ટીવ્યકતીઓ થયા સમષ્ટીવ્યક્તી તે જગતકર્તા ઈશ્વર છે નાના વ્યકતીઓ તે તેમના અંત-

રગત તેમના અણુંઅંશ જીવો છે. માયા પ્રદેશમાં જે ચેતન વ્યાપ્ય થઇ રહ્યું છે તે અને માયા દર્પણમાં વ્યાપક ચેતન જે માયા પ્રદેશની બહાર અને પ્રદેશની અંદર વ્યાપક થઇને રહ્યું છે તે, અને પુનઃ તે મહાન ચેતનનુ પ્રતિબિંબ માયા પ્રદેશમાં જે પડયું છે તે, એ ત્રણેનો એકત્ર એક વસ્તુભાવ તેને જગતકર્તા ઈશ્વર સંજ્ઞા કેહે છે અને તત્ અંતરગત મૂલા માયાના કાર્યરૂપ તુલા માયાના પ્રદેશમાં જેટલુ ચેતન વ્યાપ્ય થયું અને તુલાના બહાર અને અંદરના પ્રદેશમાં જે મહાન વ્યાપક ચેતન છે તે અને પુનઃ સમષ્ટી સંયુક્ત મહાન ચેતનનુ પ્રતિબિંબ એ ત્રણે એકત્ર એકવસ્તુભાવ થઇને જગતકર્તાના કાર્યરૂપ નાના વ્યકતીઓ થઇછે. પ્રથમ વ્યકતી સર્વશકતીમાન અને સર્વજ્ઞ થઈ, અને સ્વરૂપ જ્ઞાન સ્થિતિમાં રહી અને તેમના કાર્યરૂપ નાના વ્યક્તિઓ અશક્ત, અલ્પજ્ઞ, અને સંભ્રમ સ્થિતિમાં રહી.

પ્રથમ વ્યકતી ઇશ્વરે જગત રચના કાળે પ્રથમ મૂલા–અવિદ્યાનો પસારો કર્યો અને તેમાંથી પંચમહાભૂત કર્યાં પ્રથમ આકાશ કર્યું તેના દશમા અંશમાંથી વાયુ અને વાયુના દશમા અંશમાંથી તેજ તેજના દશમા અંશથી જળ અને જળના દશમા અંશથી પૃથ્વી કરી અને તેજ ક્રમ પુનઃ એક એકમાં લય થવાનો અને ઉપસંહાર કરવાનો રાખ્યો. પંચ મહાભૂતના પરસ્પર મિશ્રણથી પચ્ચિસ તત્વનો સ્થુળ દેહ રચ્યો અને અપંચીકૃત ભૂ-

તોના સુક્ષ્મ ભાવથી ( શબ્દ-સ્પર્શ, રૂપ, રસ અને ગંધ તનમાત્રા, ) સુક્ષ્મદેહ, લીંગદેહ, રચ્યો, અને ત્રીજો મન, ઈચ્છા અથવા વાસનારૂપે કારણદેહ રચ્યો, અને ચોથો દેહ, મહાકારણ દેહ, પોતાના અવ્યક્તભાવમાં સમેટી રાખવારૂપ સર્વ માટે સામાન્ય એક દેહ એવો અવ્યક્તદેહ ( અપ્રતિતભાવ ) રાખ્યો, આ પ્રમાણે નાના વ્યક્તી જીવ કર્યાં. સર્વના જીવન અધિષ્ટાનપણે अस्मीता अहंपद રહ્યું, જેને ૐકારની અર્ધમાત્રા અથવા બિંદુ કેહે છે તે પરમાત્મા દેવ રહ્યા, આ પ્રમાણે શ્રષ્ટી રચનાનો ક્રમ છે, અને ક્રમ છે તોપણ તે ક્રમરહીત છે, કારણ કે માયાશક્તિ ઈંદ્રજાલીક કારમી છે, અનિર્વચનીય છે, ક્રમને બાજુ ઉપર મુકી દેઈને સર્વ એક્કીકાળે, કાકતાલીયન્યાયે ઉત્પંન થઇ જાય છે, જેમ સ્વપ્ન શ્રષ્ટીમાં સર્વ એક્કીકાળે બની જાય છે તેમ. માયા અવસ્તુ છે, સંભ્રમ ભ્રમણા છે ત્યાં પછી ક્રમ ક્યાંથી હોય? અને ક્રમની જરૂર પણ શી છે? સત્ય વસ્તુ હોય તેને ક્રમની જરૂર પડે છે. સંભ્રમ સ્વરૂપ હોવાના કારણથી શાસ્ત્રોનાંકથન એક બીજાને મળતાં આવતાં નથી. અધિકારીને જે તે રીતે સમજાવવો તે ઉપર લક્ષ્ય રાખીને જેને જે રૂચ્યુ તેણે તેવું પ્રતિપાદન કર્યુંછે. જો સંભ્રમ વસ્તુ સત્ય હોત તો તેનો ક્રમ પણ સત્ય હોત, અને તેને સર્વ શાસ્ત્રોએ એક ભાવેજ પ્રતિપાદન કર્યો હોત, પણ વંધ્યા પુત્રવત વાર્તાઆલાપ જણાયો અને રજ્જુ સર્પવત અને

સ્વપ્નવત સંભ્રમ જણાયોતેથી સર્વ કોઇએ તેનુંમિથ્યાત્વ દર્શાવાની ગરજ રાખીછે તે પ્રમાણે શાસ્ત્રોક્તસંભ્રમની પણ નિવૃત્તી જાણી લેવી. રજ્જુમાં સત્ય સર્પ થયો નથી, તો પછી તેનાં કારણો શોધવાની શી જરૂર છે ? ભ્રાંતીકાળમાં જે સત્ય પ્રતિતિ થઈ છે, તેની માત્ર નીવૃત્તી કરવાની જરૂર છે, કારણ તે દુઃખ દેનારી પ્રતીતી છે. તે ભ્રાંતી જેમરજ્જુ અધિષ્ટાનના સત્ય જ્ઞાનથીજ સર્પભય નિવૃત્ત થાય છે બીજા કોઇ અન્યસાધનથી મીથ્યા સર્પભયની નીવૃત્તી થતી નથી, તેમ પરમાત્મારૂપ સત્ય અધિષ્ઠાનના સત્યજ્ઞાનથી મીથ્યા સંસારસંભ્રમરૂપ સર્પભયની નીવૃત્તી થાય છે.

## तस्यकर्तारपिमाम् विध्यकर्तारमव्ययं. ॥

જોકે વ્યવહારીક સત્તા અને પ્રાતિભાસીક સત્તામાં હું સર્વ પ્રપંચનો અનિર્વચનીય[1] કર્તા છું તોપણ પારમાર્થીક સત્તામાં હું અકર્તા છું કારણ કે હું સદા અવિકારી છું તેથી હું અવ્યય અવિનાશી છું, भवंवेदसारंसदा निर्विकारं—સંસારની સર્વ અસત્ય પ્રતીતીઓ થવા છતાં પણ હું પરમાર્થ ભાવે સદા—અવિકારી રહુ છું. મારી માયાશક્તી મારે આશ્રયે રહીને ઇંદ્રજાલીક અઘટઘટના સર્વ રચના કરે છે.

---

(૧) ખ્યાતીના પ્રકાર, અનિર્વચનીય, અખ્યાતી, અસતખ્યાતી, આત્મખ્યાતી, અને અન્યથાખ્યાતી.

**હવે પ્રતિબિંબવાદ**—પ્રતિબિંબ, સર્વ અંશે અસલ બિંબરૂપ છે દર્પણઉપાધી હોયતો પ્રતિબિંબ થાય છે,જ્યાં દર્પણ ઉપાધી નહોય ત્યાં, બિંબ પોતાના બિંબભાવમાં પ્રકાશી રેહે છે માયાપ્રદેશમાં અવ્યક્તનું પ્રતિબિંબ પડે છે અને સમષ્ટી વ્યષ્ટી માયાવિશિષ્ટવ્યક્તિ થાય છે તોપણ તે બિંબપણે અવ્યક્ત રૂપ છે, અને તેજ પ્રમાણે [1]અજ્ઞાનવિશિષ્ટ નાના વ્યક્તિઓ નાના પ્રતિબિંબો પણ અસલ બિંબરૂપ અવ્યક્ત વસ્તુ છે. માયાઉપાધી સ્વપ્રકાશબ્રહ્મની શક્તી છે તેથી દર્પણ જેવી પ્રકાશીત છે અને તેથી દર્પણ જેવું પ્રતિબિંબ ગ્રહણ કરે છે. બ્રહ્મ સ્વપ્રકાશ છે તેથી તેમના સ્વભાવરૂપ માયા શકતી પણ તદવત દૈવીપ્રકાશસંયુકત રેહે છે. અજ્ઞાન ઉપાધીમાં પડેલું પ્રતિબિંબ સમષ્ટિ–પ્રતિબિંબ–સંયુકતનું પડે છે, તેથી તેમાં સમષ્ટીનાધર્મો પણ આવી જાય છે. નાની અને મોટી ઉપાધીનાભેદને લેઇને ઇશ્વર સર્વ શકતીમાન અને સર્વજ્ઞ થયા અને તેમના કાર્યરૂપ જીવો અલ્પજ્ઞ અને અશકત થયા. [2]ઇશ્વર સમષ્ટી રચના કરે છે અને તેમના પ્રતિભાસો નાનાજીવો સંભ્રમ રચના કરેછે. અને તેથી સ્વપ્ન રચનાની પેઠે સમષ્ટીઅંતરગત રહેલા જીવો

---

૧ અજ્ઞાનના અંતઃકરણ વિશિષ્ટ=અંતઃકરણના દોષના પ્રકાર= મલ, વિક્ષેપ અને આવરણ.

૨ ઇશ્વરનાં ભગ=સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર ધર્મ, સમગ્ર યશ, સમગ્ર શ્રી, સમગ્ર જ્ઞાન, સમગ્ર વૈરાગ્ય,

આલોક અને પરલોક અને લોકાંતરોમાં સમષ્ટીરચનાના પ્રતિઆભાસોને પોતાના વ્યકતીપણામાં અનુભવે છે, પોતાના વ્યકતીઆભાસો અને સમષ્ટીના પ્રતિઆભાસો બંનેને એકત્ર એકપણે ભોગવે છે કર્તા કાર્ય સર્વ પોતે તેથી પોતાના કર્મોનું ફળ પોતેજ આપે છે અને પોતેજ ભોગવે છે પોતેજ કર્મોકર્તા પોતેજ પોતાને ફળદાતા અને પોતેજ કર્મફળ ભોકતા, પોતેજ દ્રષ્ટા અને દ્રષ્ય પદાર્થ પોતેજ સાક્ષી અને પોતેજ સાક્ષ્ય પદાર્થો પોતાની ઇચ્છા અથવા વાસના સંસ્કારો મુતિમાન સાકાર થઇને પોતાનેજ સુખદુઃખ ના હેતુ થઇ રેહે છે કૃતકર્મ વાસના સંકેત ફળભોગ આપી આપીને નિવૃત્ત થઇ જાય છે અને પુનઃ બીજા સંસ્કારો તેની જગ્યાએ સાકાર થઇ થઇને સુખ દુઃખના હેતુરૂપ થાય છે. સ્વપ્ન રચનાની પેઠે સર્વ પોતાથી સાકાર મુતિ-માન પોતામાં (અજ્ઞાન પ્રદેશમાં) થાય છે પોતેજ અનુ-ભવે છે અને પોતેજ સુખ દુઃખ પામે છે, શ્રીમુખે કહ્યું કે—अज्ञानेनावृतं ज्ञानं तेनमुह्यंति जंतवः પ્રાણી માત્રનું પુર્વનું સ્વજ્ઞાન અજ્ઞાનથી આવૃત, આચ્છાદન થઈ ગયું છે તેથી તેમને સ્વપ્ન ઘટના જેવી ઇંદ્રજાલીક ઘટનામાં વિમોહ થાય છે, તેથી તેમનેસંભ્રમરૂપપુનર્ભવ ઘટનાનોઅનેલોકાંતર ઘટનાનો કદી પણ અંત આવતો નથી બાકી વિભુ એવા સર્વ વ્યાપક પરમાત્મા ન તો કોઈના સુકૃત ઉપર દ્રષ્ટી કરે છે કે ન તો દુષ્કૃત ઉપર દ્રષ્ટી કરે છે. પોતપોતાના અજ્ઞાન

વશાત પોતે પોતામાં કર્મો કરે છે અને પોતે પોતાથી પોતામાં ફળદાતા થાય છે અને પોતે પોતાથી પોતામાં શુભાશુભ ભોગ્ય પદાર્થ બને છે અને પોતે પોતાથી પોતામાં શુભાશુભ ફળ ભોગવે છે પણ અકળકળાની કોઇને ગમ પડતી નથી કારણકે જ્ઞાન આવૃત થઇને અજ્ઞાનમાં વિમોહીત થવાથી તેમને પુર્વની સ્મૃતીનો ભ્રંશ થયો છે. તેથી ઉલટી પ્રતીતી ભાસે છે જેમ નદી કીનારાના વૃક્ષનું જળપ્રવાહમાં જણાતુ પ્રતિબિંબ ઉંધુ દેખાય છે મુળ ઉંચે અને ટોચ નિચે અને એકની એક જગ્યાએ સ્થિર હોવા છતાં પ્રાવ-હમાં સદા ગતીમાન અસ્થિર જણાય છે તે પ્રમાણે સર્વ ઉંધુ દેખાય છે. **यंत्रारुढानिमायया** હે અર્જુન મારી માયાના યંત્ર ઉપર સર્વભુત પ્રાણીઓને યંત્રારૂઢ કરીને હું સર્વને સંભ્રમ ભ્રમણ કરાવું છું. શ્રીહરીના ગુપ્ત અને ગુહ્ય ભેદો શ્રીહરીજ, જાણે છે કે પોતેજ પોતાને જાણે છે, સ્વસંવેદ્ય છે માટે, અન્ય કોઇ પણ—~~वेदनचैवककश्चित~~ તેમને જાણવા શકતીમાન નથી "હરીના ભેદો જાણે હરી, ગોપાળ-સંગત શું કહે ફરી" હે! અતકર્યનાથ સંભ્રમોથી મારી રક્ષા કરજો. પાહી, પાહી. હું સર્વના હૃદય દેશમાં ઇશ્વર-પણે રહ્યો છું અને સર્વ અઘટઘટના તેમના હૃદય પ્રદે-શમાંજ બની રેહે છે જેમ સ્વપ્ન રચના બને છે તેમ લોકાંતરોની રચનાઓ સર્વને પોતાના હૃદય પ્રદેશમાંજ બનતી રેહે છે. પ્રત્યેક વ્યકતીની રચના એક બીજાથી

નોખનોખી રહે છે અને પ્રત્યેકની રચના એક બીજાથી અવિંધ રેહે છે અને એક બીજાથી અભેદ્ય રેહે છે તેથી પ્રત્યેકમાં એકોહં પણું કાયમ રેહે છે પોતે દ્રષ્ટા અન્ય સર્વ દ્રષ્ય અને પોતે પોતાથી પોતામાં પોતપણે સર્વ રચના વિસ્તાર કરે છે અને અંતમાં સર્વને પોતામાં સમેટી લે છે. જેમ જાગૃત થતાં સ્વપ્ન પ્રપંચ પોતાના અહંમાં સમઇ જાય છે તેમ અથવા સુર્યની પ્રકાશરશ-મીઓ સુર્યાસ્તકાળે પુનઃ સુર્યમાં સમેટઈ જાય છે તેમ સર્વ વ્યકતીઅહંમાં, સમેટઇ જાય છે. પ્રત્યેક અણુ અંશમાં સમષ્ટી અને વ્યષ્ટી બંને સત્તા એકત્ર રેહે છે.

શંકા—જો કદી કોઇ વાદી શંકા કરે કે પ્રતિબિંબ-વાદ અપ્રમાણ છે કારણકે તેનો કંઈ અનુભવ થતો નથી તેથી તે અસત્ય છે. અટકળ બાંધીને શાસ્રકારોએ અપ્ર-તિત અવ્યકત બ્રહ્મ પરમાત્માના અસ્તિત્વની વાતો બના-વટી કરેલી છે બાકી સર્વ ફાંફાં છે. પ્રથમ પાયો જ્યાં નહોય ત્યાં ઇમારતની વાત કેવી કરવી? જ્યાં બિંબપણુંજ સીદ્ધ નથી ત્યાં પ્રતિબિંબપણાની વાત કેવી કરવી? વળી બીજી શંકા એ છે કે બિંબનું સ્વરૂપ અદ્રષ્ય છે, નિરાકાર છે અવસ્તુ જેવું છે, શુન્ય જેવું છે અતીસુક્ષ્મ છે અવસ્તુ જેવી વસ્તુ છે અવ્યકત છે બ્રહ્મ છે અવિકારીઆદિ ધર્મોવાળુ અને અરૂપ સ્વરૂપ છે તેનુ પછી પ્રતિબિંબજ શું પડે? સાકારનું પ્રતિબિંબ પડે છે નિરાકારનું પડતું નથી, માટે

પ્રતિબિંબ પડવાની વાત પણ અમાન્ય છે. બિંબ અને પ્રતિબિંબ એ બંને અમાન્ય છે.

**સમાધાન**—સમષ્ટી વ્યષ્ટી વ્યકતીને અવ્યકત બ્રહ્મનું પ્રતિબિંબ કહ્યું છે. જો જગત ન દેખાતું હોત તો સમષ્ટી વ્યકતીનું અસ્તિત્વ નથી એમ માનત પણ જગત તો સર્વ કોઇને પ્રત્યેક્ષ દેખાય છે તો પછી સમષ્ટી વ્યષ્ટીનું અસ્તિત્વ માન્યા વગર છુટકોજ નથી અને તેથી અન્યથા વાતો કરનારને તો સન્નિપાત ભ્રમ થયો છે કે નજરો નજર જુવે છે તોપણ વિપરીત ભાષણ કરે છે કે સમષ્ટી (ઇશ્વરનું અસ્તિત્વ) નથી તેજ પ્રમાણે વ્યષ્ટી વ્યકતીઅવ્યકત બ્રહ્મનું સમષ્ટીવ્યકતીસંયુકતપ્રતિબિંબ કહ્યું છે. જો કોઇ પોતે પોતાને ન જોઈ શકતો હોય કે ન જાણી શકતો હોય તો પોતે અસ્તિત્વમાં નથી એમ મનાય પણ તેમતો નથી. સર્વ કોઈ પોતપોતાનું અસ્તિત્વ તો પ્રગટ જાણે છે કોઈ બીજાને બતાવાની જરૂર પણ પડતી નથી કે તું જીવે છે કે મુવો છે. સર્વ કોઇ પોતપોતાની હયાતી જાણે છે તો પછી સમષ્ટી અને વ્યષ્ટીવ્યકતી એ બંને પ્રકારનાં પ્રતિબિંબ સર્વ કોઇને સ્વ અનુભવ સિદ્ધ છે, અને જ્યારે પ્રતિબિંબ સિદ્ધ થાય છે ત્યારે તેની અસલબિંબવસ્તુ આપોઆપે સિદ્ધજ છે. શ્રી રામાયણમાં ઇંદ્રજીતની સ્ત્રીઓ શ્રી રામચંદ્રજીને કેહે છે કે "જો હમ સત્ય સત્ય તુમ સ્વામી, વેગી દ્રવહુ ઉરઅંતર જામી" અમે જો કાર્યરૂપ સત્યછીએ તો

પછી તમેં અમારા કારણરૂપ જગતકર્તા પણસત્યછો જોઅમે કાર્યોઅનિર્વચનીય તો તમેંકર્તાપણઅનીર્વચનીયમાટેહે [1]અંતર્યામી ઝટપટ, દ્રવીભૂત થાઓ ને અમારા પતીનું મુસ્તક અમને આપો અમારે સતી થવું છે, આપ સર્વજ્ઞ છો તેથી અમારા હૃદયની વાત પણ જાણો છો.

જો પ્રતિબિંબ સત્ય તો બિંબરૂપ પ્રથમ વસ્તુ પણ સત્ય હયાત હોવીજ જોઇએ. બિંબવિના પ્રતિબિંબનું અસ્તિત્વ બનતું નથી. જો અવાજ થાય તોજ પડઘો પડે. પડઘાને સાચો માનીએ અને શબ્દઅવાજ પ્રથમઅવાજ અસત્ય માંનીએ તો પડઘો પ્રતિબિંબ જે સત્ય માનીએ તે સંનિપાત જેવી ભ્રાંતિ છે. કાર્યની હયાતી જોવા છતાં પણ તેના કારણને ન માનવું અને કાર્ય આપો આપે થયું છે એમ માનવું એ મુર્ખતા છે. માટે પ્રથમ બિંબ સ્થિતિ છે અને તે પછી પ્રતિબિંબ સ્થિતિ થઇ છે એવું જે માનવું તેજ યથાર્થ માનવું (જ્ઞાન) છે.

હવે અરૂપ, શુન્યજેવીવસ્તુ અતીસુક્ષ્મ અવ્યક્ત સર્વ-વ્યાપક, દેશકાળવસ્તુ—અપરીછિન્ન અવિકારી, અદ્રવ્ય,

૧ અંતર્યામી—સર્વવ્યાપક પરમાત્મા સર્વ વ્યક્તીઓના અંતરાત્મા છે અણું અંશ જીવાત્મા સ્થાણું પણામાં રહીને લોક લોકાંતર ગતીઓ સ્વપ્ન ઘટના પેઠે અનિર્વચનીય કરે છે અને મનોવૃત્તીથી પ્રાણદ્વારાએ (યામ) પોતપોતામાં આવ, અને જા, કરે છે પરમાર્થ ભાવમાં સર્વમાં અંતર્યામીપણે પરમાત્માજ અચળસ્થીત રહ્યા છે.

નિરાકારવસ્તુનું પ્રતિબિંબ કેવી રીતે પડે તે વાત, અને પ્રતિબિંબના ધર્મો બીંબના ધર્મો જેવાજ રેહેવા જોઈએ તે બાબતનો નિર્ણય.

પંચમહાભૂતતત્વ આકાશ એટલે પોલકાર અરૂપ છે, શુન્ય છે, અતીસુક્ષ્મ છે, અવસ્તુરૂપ છે, અવ્યકત છે, સર્વ વ્યાપક છે, દેશકાળવસ્તુ રહીત છે, અવિકારી છે અદ્રષ્ય છે નિરાકાર છે તોપણ તેનું પ્રતિબિંબ જળમાં પડે છે તે સર્વ કોઈને અનુભવ સિદ્ધ વાત છે, આકાશના જેવુંજ આકાશ પ્રતિબિંબ રૂપે જણાય છે, જેવડું છે જેટલું છે અને જે જે છે તે સર્વ આકાશ પ્રતિબિંબકાશ થાય છે. જેવું ઉંડું ગંભિર છે તેવુંજ પ્રતિબિંબ દેખાય છે ગ્રહ નક્ષત્ર તારા સુર્ય ચંદ્ર સર્વ પ્રતિબિંબાકાશ થાય છે. આકાશના જેવુંજ, જેવડુજ, અને જેટલુંજ પ્રતિબિંબાકાશ થાય છે. અવસ્તુ શુન્યરૂપ છે તોપણ પ્રતિબિંબ થાય છે, અતિસુક્ષ્મ છે તોપણ પ્રતિબિંબ થાય છે, અવ્યકત છે તોપણ પ્રતિબિંબ થાય છે, સર્વ વ્યાપક છે તોપણ પ્રતિબિંબ થાય છે, દેશકાળ વસ્તુ પ્રતીતી રહીત છે તોપણ પ્રતિબિંબ થાય છે અને અદ્રષ્ય છે તોપણ પ્રતિબિંબ થાય છે, તેજ પ્રમાણે અવ્યકત બ્રહ્મ પરમાત્મા નેતી અવશેષ અસ્મિતા અહં, માયા પ્રદેશમાં મૂલા અવિદ્યામાં સમષ્ટિવ્યષ્ટિપ્રતિબિંબ અને તુલા અવિદ્યામાં વ્યષ્ટીપ્રતિબિંબ થાય છે એ અનુભવ સિદ્ધ સિદ્ધાંત વાત છે.

હવે ધર્મો વિશેની બાબત ઉપર કેહેવાનું કે સત્તા સામાન્ય અસ્મિતાઅહં પરમાત્મા સર્વ શકતીમાન છે, માયા શકતી તેમની સર્વ પૈકી એક શકતી છે. સર્વશકતીમાનપણું બ્રહ્મવસ્તુનો વસ્તુસ્વભાવ છે. માયા શકતીનેજ ખુદરત, અથવા નીયત નિર્માણ, વિશ્વ અથવા જગત પ્રવાહ અથવા અદ્રષ્ટ કેહે છે, માયાશકતી બ્રહ્મનો વસ્તુસ્વભાવ છે તો· પણ અનિર્વચનીય છે. સત્તાસામાન્ય અપ્રતીત અસ્મીતા અહં, માયામાં પ્રતિબિંબ ભાવે દ્વિગુણ (ડબલ) થાય છે, તેથી અપ્રતીત હતું તે પ્રતીતીરૂપ થાય છે, અને સામાન્ય હતું તે વિશેષ થાય છે, અવ્યકત હતું તે માયાપ્રદેશમાં વ્યકતીમાન થાય છે, અરૂપ હતું તે રૂપવાળુ થાય છે, શુન્ય જેવું હતું તે સચેતન થાય છે, અવસ્તુ જેવું હતું તે વસ્તુ જેવું થાય છે, અતિસુક્ષ્મ હતું તે સ્થુળ થાય છે, સર્વ વ્યાપક હતું તે માયા અને અવિદ્યા પ્રદેશમાં વ્યાપ્ય થાય છે, દેશકાળ અને વસ્તુ પ્રતીતી સહીત થાય છે, અવિકારી છે તે વિકારી થાય છે, અદ્રષ્ય છે તે દ્રષ્ટિગોચર થાય છે. નિરાકાર છે તે સાકાર થાય છે અને સામાન્ય પ્રકાશ છે, તે સ્વયંજ્યોતી અહંપ્રકાશ થાય છે.

દ્વીગુણ બેવડા ધર્મો થવાથી જેમ સુર્યનુ પ્રતિબિંબ દર્પણમાં લીધેલુ સુર્યના સામાન્યવ્યાપક પ્રકાશથી બમણું પ્રકાશીત થાય છે અને ઓરડામાં અંધારામાં રહેલો પદાર્થ જોવો હોય તો તે દર્પણનો પ્રકાશ તે પદાર્થ ઉપર

ધરીએ તો તે પદાર્થ બહાર રહ્યાં રહ્યાં પણ દેખઈ રેહે છે તે પ્રમાણે અવિકારી સામાન્ય ચેતન સમષ્ટીભાવમાં જગતકર્તા ભર્તા અને સંહર્તા ઇશ્વર થયા છે અને તેમના અંતરગત—તેમના કાર્યરૂપ વ્યષ્ટીવ્યકતી કર્મકર્તા, ફળભોકતા જીવ થયા છે. ઈશ્વર સર્વ શકતીમાન છે અને સર્વજ્ઞ છે અને વ્યકતીજીવ અશકત અને અલ્પજ્ઞ છે. નાની અને મોટી ઉપાધીના ભેદને લેઇને નાનાપણાના અને મોટાપણાના ભેદ છે, વસ્તુની શકતીમા ભેદ નથી. ઇશ્વરની માયા ઉપાધી શુદ્ધ સત્તોગુણી છે તેથી દીવ્યપ્રકાશરૂપ છે તેથી ઇશ્વર ત્રીકાળજ્ઞ, સર્વજ્ઞ, સર્વશકતીમાન છે. વ્યકતી જીવની અવિદ્યા ઉપાધી રજો, તમો કે મલીનસતોરૂપ મલીન છે તેથી તેમાં પ્રતિબિંબ મંદ પડે છે તેથી જીવ અલ્પજ્ઞ, અશકત કર્મકર્તા અને ફળભોક્તા રેહે છે. આ પ્રમાણે પ્રતિબિંબવાદની સિદ્ધિ કરી.

હવે [1]દ્રષ્ટી સૃષ્ટીવાદની બાબત ચાલે છે. શ્રીયોગવશીષ્ટમાં કહ્યું છેકે **दृष्टिरेव सृष्टिः** ॥ દ્રષ્ટી એજ શ્રષ્ટી સ્થીતી છે, જો ચક્ષુ—મીચી દેઈએ તો સર્વ દ્રષ્ય પદાર્થો અદ્રષ્ય એવા લય ભાવને પામે છે; અને પુનઃ ચક્ષુ ઉઘાડતાંવેત દ્રષ્ય જગતનો ભાવ કાકતાલીય ઉદભવ થઇ જાય છે, માટે

---

૧ વાદના પ્રકાર—બિંબપ્રતિબિંબ, દ્રષ્ટીશ્રષ્ટી, આભાસવાદ વિવર્તવાદ, પરમાણુંવાદ, અવચ્છેદવાદ, અવચ્છિંનવાદ, કાર્ય કારણવાદ, અજાતવાદ.

દ્રષ્ટી એજ શ્રષ્ટીરચના છે. દ્રષ્ટાજ સર્વ દ્રષ્યરૂપે થાય છે. જેમ સ્વપ્નદ્દષ્ટા દ્રષ્ય—સર્વ સ્વપ્નરચના રૂપે થાય છે તેમ. સમષ્ટી દ્રષ્ટાના અણુંઅંશ વ્યકતી દ્રષ્ટા અને વ્યકતી સાક્ષી પદ પ્રત્યેક વ્યકતીમાં રહ્યાં થકાં સમષ્ટીદ્રષ્ય અને વ્યષ્ટી દ્રષ્ય બને છે ને અંતમાં પોતાના કારણમાં લય થઇ જાય છે. કદી કોઈ **વાદીશંકા** કરે કે દ્રષ્ટા પદજ જો અસત્ય છે તો પછી દ્રષ્ટી કોની કેહેવી ? અને દ્રષ્ટીશ્રષ્ટી શી રીતે થઇ ?

**સમાધાન**—દ્રષ્ટાપદ નથી તે તો ઠીક પણ દ્રષ્ટીનો અનુભવ તો સર્વ કોઈને થાય છે કે જગતના સર્વ પદાર્થો તેને દેખાય છે જ્યારે પદાર્થો દેખાય છે ત્યારે તેને જોનારો એજ તેનો દ્રષ્ટા છે અને એજ તેનો સાક્ષી છે. જો જોનાર છે તો જોવાની વસ્તુ પણ છે અથવા જો જોવાની વસ્તુ છે તો તેનો જોનારો પણ કોઇ છે. જે જુવે તે દ્રષ્ટા માટે જ્યાં દ્રષ્ટા છે ત્યાં દ્રષ્ય છે અને જ્યાં દ્રષ્ય છે ત્યાં દ્રષ્ટા છે. દ્રષ્ટાની મનનીવૃત્તી દ્રષ્યાકાર થઇ બહારના પ્રદેશમાં જાય છે અને ફળવ્યાપ્તી કરીને પુનઃ પાછી વળીને દ્રષ્ટામાં લય થઇ જાય છે. દ્રષ્ટાનીવૃત્તી, અથવા નજર (દ્રષ્ટી) એજ દ્રષ્યભાવનુ સ્વરૂપ છે તેથી દ્રષ્ટી એજ શ્રષ્ટી છે અને જે દર્શન કરનારો છે તેજ તે તે દ્રષ્યોનો દ્રષ્ટા છે. દ્રષ્ટાની દ્રષ્યપણાની ભાવનાજ દ્રષ્યરૂપે થાય છે અને ભાવના (શ્રદ્ધા) એ દ્રષ્ટાનુ સ્વરૂપ છે માટે દ્રષ્ટાની ભાવના

એજ દ્રષ્યાકાર રચના છે. માટે દ્રષ્ટાનીભાવના અથવા દ્રષ્ટાનીદ્રષ્ટી એજ દ્રષ્ય ઉદ્દભવ છે. તેની દ્રષ્ટી મર્યાદા પારનો જે ઉદ્દભવ કે સ્થીતીછે તે તેના અનુભવની પાર છે માટે તે તેના ભાવે તે કોઈ નથી પણ જે મર્યાદામાં છે તે સર્વ તેના દ્રષ્યરૂપ જગત આકાર છે જો દ્રષ્ય છે તો તેનો દ્રષ્ટા છે અને જો દ્રષ્ટા છે તો તેને તેનુ દ્રષ્ય પણ છે, એ વાત સિદ્ધાંત છે માટે જો જગત દ્રષ્ય છે તો દ્રષ્ટાપદ સિદ્ધ છે અને સર્વ કોઇ પ્રત્યક્ષ અનુભવે છે કે હું જોઉ છું કે હું જાણું છું. જો ઠદી-વાદી જડભાવે રહ્યો હોત તો તો જોઈ શકતો નહોત. નીર્જીવ કંઈ જોઈ શકતું નથી. પોતે નિર્જીવ હોય તો કંઇ દેખે નહી અને ત્યારે તે દ્રષ્ટા કેહેવાય નહી, પણ જો તે પદાર્થને જુવે છે તો તે દ્રષ્ટાપદે સિદ્ધ છે. અને જાગ્રતની દ્રષ્ટી સ્વપ્નમાં સ્વપ્ન દ્રષ્ય બને છે તે પ્રમાણે પુર્વના જાગૃત દ્રષ્ટી સંસ્કારોજ વર્તમાનજાગૃતદ્રષ્ય બને છે અને પોતાથી પ્રથગપણે અનુભવે છે.

જાગૃતનું જ્ઞાન (અંતઃકરણ–મન–બુદ્ધિ,ચિત અહંકાર) સુસુપ્તી થતાં અજ્ઞાનમાં ડુબી જાય છે અને પુનઃ તેમાંથી જાગૃતકાળે નિકળે છે, તે પ્રમાણે મૃત્યુકાળે પણ અજ્ઞાનમાં ડુબી જાય છે અને જન્મકાળે પુનઃ તેમાંથી નીકળે છે. વિસ્મૃતી અને સ્મૃતિ ઉદ્દભવ થયે જાય છે.

વ્યક્તીના અહંભાનમાંથી મન બહાર નિકળે છે અને

સંકલ્પ વિકલ્પ કરે છે અને તે દ્વારાએ માનસીક ઉદ્દભવ કરે છે સંકલ્પને રોકવાથી માનસીક જગતબંધ થાય છે. માનસીક ( સુક્ષ્મ ) જગત સ્થુળપણામાં રૂપાંતર પામે છે ( કારણપણામાં પુર્વ પુર્વનો અધ્યાસ છે ) મનજ જગતનો અને સંસારનો ઉદ્દભવ થયું છે. મન જે કરે તે સાચુ ગણાય છે અને મન રહીત પણે શરીર જે કંઇ કરે તે અસત્ય રદ્દ થાય છે. મનનો ધર્મ સંકલ્પરૂપ છે, તે સંકલ્પને મન ક્રિયા સાથે જોડે છે અને સંસાર ચક્રને ગતીમાન કરે છે. સંકલ્પજ, ઇચ્છા, કામનાનો ઉદ્દભવ કરેછે તેને વાસના કેહે છે અને વાસનાજ પુનર્જન્મના હેતુરૂપ છે. વાસનાની પુર્વ સ્થિતી કામના, ઇચ્છા છે, અને તેની પુર્વ સ્થિતિ સંકલ્પ છે માટે સંકલ્પને રોકવા એજ મોક્ષનું સાધન છે. માટે શ્રીમુખે કહ્યું છે કે संकल्पः प्रभवान् कामांस्त्यक्त्वा सर्वानशेषतः ॥ સંકલ્પને લેઇને કામનાઓ ( ઇચ્છાઓ, વાસનાઓ ) નો ઉદ્દભવ થાય છે અને કામનાઓથી ભવસંસાસારોનો ઉદ્દભવ થાય છે અને તેનાથી જન્મ મૃત્યુનાં દુઃખો ભોગવવાં પડે છે માટે પ્રથમ સંકલ્પનોજ અશેષ ત્યાગ કરવો જોઇએ છે. સંકલ્પ ત્યાગ કરીને નિઃસંકલ્પ સ્થિતિ કરવાનો અભ્યાસ પાડવો. પુનઃ પુનઃ અભ્યાસ પાડવો. નિઃસંકલ્પતા એજ સંસારના અભાવની સ્થિતિ છે અને દ્રષ્ટિરેવ શ્રષ્ટિ છે વળી પણ કહ્યું છે કે कल्पक्षये प्रणश्यामि-कल्पादौ सृजाम्यहम्. ॥ મારા અહંપણા અંત-

રગત સર્વવ્યકતી અહંને પોત પોતાના અહંમાં કલ્પના સંકલ્પથી સંસાર ઉદ્દભવ થાય છે અને પુનઃ કલ્પના સંકલ્પના ક્ષયમાં, (નાશમાં) ભવસંસારોનો લય, નાશ થાય છે. સમષ્ટીગત અને વ્યષ્ટીગત કલ્પના અને ઉદ્દભવો અને લય સમજી લેવા, કલ્પના આદીમાં હું સર્વને સ્રજુ છુ– અને કલ્પના ક્ષયમાં સર્વનો ઉપસંહાર કરૂં છું. મનને બ્રહ્માનો અલંકાર આંપતાં મનજ બ્રહ્મા છે તેજ શ્રષ્ટીરચના કરે છે અને પુનઃ તેજ ઉપસંહાર કરે છે માટે શ્રીમુખ કેહે છે કે—

**आत्मसंस्थंमनः कृत्वा न किंचिदपिचिंतयेत्. ॥**

પોતાના મનને અવિકારિ અવ્યક્ત અવ્યય તત્વબ્રહ્મ પરમાત્માં સ્થિત કરીને બીજુ કંઇ પણ અન્ય ચિંત્વન થવા દેવું નહી પણ શાંત નિઃસંકલ્પતાનુ સેવન કરવું અને નિત્ય પ્રતીનો અભ્યાસ પાડવો.

એકના જ્ઞાનની સ્થિતિકાળમાં બીજા અન્યના જ્ઞાનનો ઉદ્દભવ થવો તે, એક સંકલ્પ ચાલતો હોય તે દરમિઆન બીજા અન્યના સંકલ્પનો ઉદ્દભવ થવો તે, અને એક ચેષ્ટામાં બીજી અન્ય ચેષ્ટાનો ઉદ્દભવ થવો તે, સંભ્રમનુ સ્વરૂપ છે. નિઃસંકલ્પતા એ નિર્વાણ–દશા છે. શ્રીભગવાન નામસ્મરણ વખતે બીજા વિચારો મનમાં લાવવા તે પણ સંભ્રમ સ્થિતિ છે. નામ સ્મરણમાં મનનુ લક્ષ્ય બન્યું

રેહેવુ તે નિઃસંકલ્પતાના જોટાની અવસ્થા છે કારણ કે તે દ્વારાએ પણ વૃત્તીવ્યાપ્તીન્યાયે તત-આકાર થવાય છે. અને અન્ય સંભ્રમોને તે ક્રિયા (નામ સ્મરણુની) તોડનારી છે. અને નામસ્મરણ પરીણામમાં (અંતમાં) જાપના અદ્રષ્ય ભાવમાં નિઃસંકલ્પતા (તદાકાર) કરે છે. (નિર્વિકલ્પ સમાધી.)

અણુવાદ (કાળગત)=દ્રષ્ટી શ્રષ્ટીમતથી અથવા સંકલ્પ દ્વારાએ સંસાર ઉદભવ અને સંકલ્પ નાશે નાશ થાય છે એવો ક્ષણ ક્ષણ પ્રત્યે-ઉદભવ અને ક્ષણ ક્ષણ પ્રત્યે નાશ જો તું માનતો હોય તો હે અર્જુન **नीत्यजातं नित्यं वामन्यसेमृतं** નીત્ય જન્મતો અને નીત્ય મરતો માનતો હોય તોપણ તે અનિવાર્ય પ્રવાહ માટે તું-શોચ કરવાને યોગ્ય નથી કારણે **ध्रुवंजन्म मृतस्य** જેને જન્મ થાય છે તેને મૃત્યુ અવશ્ય થાય છે અને જેને મૃત્યુ થાય છે તેને-પુનર્જન્મ પણ નક્કી થાય છે એ જગતકર્તાનો નિયત નિર્માણ નિયમ છે તો પછી તેનો શોચ કરવો યોગ્ય નથી. અનિવાર્ય પ્રવાહ વહે છે માટે મોક્ષ થતાં સુધી તે વહન થયે જશે.

**प्रभवन्त्यहरागमे. ॥ रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्त संज्ञके. ॥** સર્વ પ્રભાતમાં ઉદભવ થાય છે અને રાત્રી સમયે સુસુપ્તી થવાથી પુનઃ અવ્યક્ત દશામાં લય તિરોહીત થાય છે અને પુનઃ પ્રભાતમાં પાછાં નિકળે છે એ પ્રમાણે જગત

પ્રવાહવહન થયે જાય છે. બીજો અર્થ–અહંનુભાન થવારૂપ પ્રભાત થતાં સર્વનો ઉદ્દભવ થાય છે અને સુસુપ્તીમાં અહં-ભાન અજ્ઞાનમાં–તિરોહીત થવાથી સર્વનો ઉપસંહાર થાય છે અને અવ્યકત સાથે એકતાને પામે છે અને પુનઃ અહંભાન જાગૃત થતાં સર્વ પુનઃ ઉદ્દભવે છે એ પ્રમાણે જગતપ્રવાહ વહન થયે જાય છે. માટે અનિવાર્ય પ્રવાહક્રમ માટે તું શોચ ન કર અનિર્વચનીય શ્રષ્ટી ઉદ્દભવ કરવો તે જીવ રૂદનો સ્વભાવ છે.–તે જીવમાંજ રહ્યો છે.

અણુંવાદ. (વસ્તુગત) શ્રીમુખે કહ્યું છે **निधानं बीज मव्ययम्** વ્યય એટલે નાશ અને નાશથી રહીત તે અવ્યય પદ. અવ્યય પદ સર્વના નિધાન નક્કીરૂપ બીજ છે. તે બીમાંથી સર્વ વિસ્તાર થાય છે અને અંતમાં સર્વ વિસ્તાર બીમાં સમેટઈને રેહે છે. જેમ બીમાંથી ગંભીર વૃક્ષ વિ-સ્તાર થાય છે અને પુનઃ તેનાં બી થતાં ભાવી વૃક્ષ વિસ્તાર બીમાં સમેટઇ રેહે છે. **मत्तः सर्वं प्रवर्तते.** મારૂ અહંઅણું સર્વ પ્રપંચોના બીરૂપ છે તેથી મારામાંથી સમષ્ટીગત અને અને વ્યષ્ટીગત સર્વ [1]પ્રપંચ વિસ્તાર થાય છે અને સર્વ વિસ્તાર પુનઃ અહંમાં સમેટઈ જાય છે અને બીજરૂપ અણું થાય છે અને ભાવીસંસાર વિસ્તાર સર્વ અહંના અણુંપ-ણામાં સમેટાયેલા રેહે છે. વળી એક વૃક્ષનાં અનેક બી

(૧) પ્રપંચના પ્રકાર—સમષ્ટી અને વ્યષ્ટી, સ્થુળ, સુક્ષ્મ અને કારણ.

થાય છે તેનાં પુનઃ અનેક નવાં વૃક્ષો થાય છે પુનઃ તેનાં અનેક બી થાય છે અને પુનઃ તેનાં અનેક વૃક્ષો થાય છે આ પ્રમાણેનો ઉદ્દભવ-ક્રમ પ્રવર્તે છે તેથી સંસારરૂપ અશ્વત્થ વૃક્ષ સદા વિસ્તૃત થતું રહે છે તેથી કોઈ પણ કાળે તેનો ઉચ્છેદ નાશ થતો નથી અને ભાવીમાં થશે પણ નહીઃ સંસાર સમુદ્ર અપાર છે અથાહ છે અગાધ છે અને દુસ્તર છે, **सर्वस्य चाहंहृदि संनिविष्टो** પ્રાણી માત્ર સર્વના હૃદય પ્રદેશમાં હું વ્યાપક થઇને રહ્યો છું તેથી તેમને પોત પોતાનું જ્ઞાન, પોત પોતાની સ્મૃતી અને પોત પોતાની વિસ્મૃતી પણ મારાથીજ થાય છે, વેદોમાં સર્વ જાણવાનો વિષય પણ હુંજ છુ અને વેદાંત પ્રક્રિયા દ્વારાએ જ્ઞેય જણાવાનો પણ હુંજછુ. આ પ્રમાણે શ્રીગીતાજીનો ભાવ યથામતી યથાશક્તી આ જગ્યાએ કહ્યો છે.

હે પ્રભુ હે નાથ જો કંઇ અવજ્ઞા થઇ હોય તો મને આપ તે ક્ષમા કરજો હું તો આપનું બાળક બચ્ચું છું મારા કાલાઘેલા બોલથી પ્રસંન થજો અને સ્વજન માનીને આપની પાસે નિવાસ આપજો.

તુલસીદાસ કેહે છે કે—સેવક સેવ્યભાવ બિન, ભવ, ન તરિય, [1]ઉરગારી, ભજહું રામપદપંકજ, અસ સિદ્ધાંત વિચારિ.

---

૧ આકાશચારી પક્ષીઓનાઅરી શ્રીગરૂડજીને શ્રીકાગભુશંડજી કહે છે.

પ્રાતિભાસીક સ્થિતિમાં સર્વ કોઇને, ફાવે તો તે જ્ઞાની હોય કે ધ્યાની હોય કે ફાવે તો વિજ્ઞાની હોય પણ તેને દેહોહં બુદ્ધિ તો અવશ્ય થવાની માટે જ્યાં સુધી વ્યક્તી પ્રતિતિ રહે ત્યાં સુધી ઇશ્વરની ભકતીજ કર્તવ્ય છે સેવક સેવ્યભાવની ભકતી શીવાય બીજા કોઇ પણ સાધનથી ભવઉદભવ મટવાનો નથી આ સિદ્ધાંત વાત છે. જેટલી જેટલી અવ્યક્ત સ્થિતિ થશે તેટલી તેટલી ફાયદાકારક તો છે પણ સંભ્રમના પરવશ હોવાથી તે સ્થિતિ ઉપર કાયમ રહી શકાશે નહી માટે ત્યાં સુધી સેવક સેવ્યભાવ રાખવાની આવશ્યક્તા છે. અવ્યક્તભાવ એટલે એક અદ્વૈતભાવ અભ્યાસ દ્વારાએ વધતો જતાં અંતકાળ મૃત્યુ સમયે પણ કદી કોઇને યાદ આવી જશે તો તે અવ્યક્તભાવમાં સ્થિત થશે અને જન્મ મૃત્યુરહીત થશે. **स्थित्त्वा स्यामंत कालेऽपि ब्रह्मनिर्वाण मृच्छति।** ॥ અંતકાળ મૃત્યુ સમયે પણ જો કદી પુર્વના અભ્યાસ દ્વારાએ કોઇને અદ્વૈત અવ્યક્તભાવ યાદ આવશે તો તે પણ અવ્યકત બ્રહ્મ સ્થિતિને પ્રાપ્ત થશે તો પછી જે સતત તેવો ભાવ રાખશે તેને અવ્યકત દશાની પ્રાપ્તી થશે તેમાં તો આશ્ચર્યજ શું છે?

પ્રીતમ સ્વામીએ કહ્યું છે કે—"દેહ મનુષ્ય ધરી, હરી ન–જાણ્યા તેણે સર્વસ ખોયું." દુર્લભ મનુષ્ય દેહ પામ્યા છતાં પણ જો આપણાથી કંઇ સાર્થકતા ન થાય તો મનુષ્ય દેહ ધરી તો એશુ અને પશુ પક્ષી જંતુ તંતુ દેહ

રી તો એ શું ? સાર્થકતામાં વિશેષતા છે. મનુષ્યને દ્ધિરૂપી જ્ઞાનચક્ષુ ઈતર પ્રાણીઓથી વિશેષતા ખાતે આપ્યાં . તે બુદ્ધિને શ્રીહરીને ઓળખવા અથવા જાણવા તરફ- ગાડે તે સર્વસ્વ કમાયો. આખી જીંદગીભરમાં એકવાર ણુ જો કદી-કોઇ શ્રીહરીને નિશ્ચયાત્મકપણે જાણે કે ોહરી કેવા છે દ્વૈત કે અદ્વૈત અને કયાં છે અપરોક્ષકે રોક્ષ તો તે સર્વ કમાયો આલોકમાં અને પરલોકમાં બંને થતિઓમાં. અને જો તેમ ન કર્યું તો તેણે સર્વસ્વ ખોયુ નઃ મનુષ્ય દેહ દુર્લભ છે અને શ્રીહરીને શોધવા કે જા- વા તે વળી સર્વોપરી દુર્લભ છે માટે તે જો ન બન્યું તો ારાશી લક્ષયોનીના જન્મ મરણના સંભ્રમ ચક્રમાં સદા મણ કરવુ પડશે. શ્રીહરીજ ત્રણે કાળ સત્ય છે તેમના ી જે જે સંભ્રમો છે તે સર્વ અનિર્વચનીય છે. માટે ોહરીને જાણવા અને તેમને ભજવા એ સર્વ જ્ઞાનોનુ ન છે અને સર્વ વિજ્ઞાનોનુ વિજ્ઞાન છે. જાણવા પણ જવા નહીં અને ભજવા પણ જાણવા નહીં એ પુર્ણતા ી પણ ન્યુનતા છે. એક પાંખથી કોઇ પણ પક્ષી ઉડી કતું નથી માટે ભક્તી અને જ્ઞાન એ બંનેની આવશ્યક્તા એકના અભાવમાં બીજો બાકી રહેલો ભાવ ધાર્યું ફળ ાપતો નથી એટલુંજ નહીં પણ વિષમ ફળ આપવા ાર થાય છે.

અખાભક્ત કેહે છે કે "કથા સાંભળી ફુટયા કાન, એ ન આવ્યું બ્રહ્મજ્ઞાન."

**શંકા**—વાદી શંકા કરે છે કે જ્યારે ઈશ્વર અંશાવતાર ધારણ કરે છે ત્યારે તેમના શરીરનો ઉદ્દભવ ક્યાં પ્રાકતનુ કર્મ અને વાસનાથી થાય છે અને શરીર ક્યાં કર્મોનું પ્રારબ્ધ ભોગવે છે. **બીજી શંકા**—ભક્ત કે જ્ઞાની જે (નિષ્કામ) કૃતકર્મ કરે તેનુ ફળ નષ્ટ શામાટે થવું જોઇએ ?

**સમાધાન**—ભક્ત લોકોનાં કૃતકર્મો અને વાસનાઓ એજ અંશાવતારકારક શરીર ઉદ્દભવમાં હેતુ છે અને તેમનાં કર્મોનુંજ પ્રારબ્ધ પણ બને છે. ભક્ત અને જ્ઞાનીનાં પુન્યકર્મોનું ફળ સેવા કરનારને મળે છે અને પાપકર્મનું ફળ તેમના નીંદકોને, દુખ દેનારને મળે છે. કૃતકર્મ નષ્ટ જતાં નથી.

**ચરપટ. શ્લો. ૧૨ મો પાદ. भगवद्गीता किंचिदधीता ॥**

**અર્થ**—શ્રીમદ ભગવદ્દગીતાને કિંચિત માત્ર અલ્પકાળ પણ જો કોઇએ બુદ્ધિમાં ધારણ કરી હશે, અધ્યયન કર્યું હશે, તેનુ કથન, પઠન કે શ્રવણ કર્યું હશે, જપ પાઠ કે ઉપાસના+ કરી હશે તેને નીચી ગતી કે યમયાતના થશે–

---

+ ઉપાસનાના પ્રકાર—એક અહંગ્ર અને બીજી પ્રતીક ઉપાસના ત્રીજી સ્મરણ ઉપાસના. બુદ્ધિનિ એકાગ્રતા કરીને બ્રહ્મસુચક **अहं** પ્રત્યયને શ્વાસ અને ઉચ્છ્વાસ સાથે તાદાત્મ્ય કરી દેવો અને વૃત્તી સ્થીતી કરવી તે–અહંગ્ર ઉપાસના. **ॐ अहं सः अहं** અને **सः अहं अहं सः ॐ** એટલે કે ઓહંસોહં અને સોહંઅહંસઃ લોમવિલોમપણે કરવું તેપણ અહંગ્ર ઉપાસના છે. પ્રાણ અપાનની ગતી ઉપર મંત્ર સાથે વૃત્તી જોડી રાખવી તે અહંગ્ર ઉપાસના છે. તેને સેહેજાસેજ

નહી કે નરકલોક નિવાસ થશે નહીં, પણ પુન્યના પ્રભાવથી તે ઉત્તરોત્તર ઉંચી-ગતીમાં સ્થિત થશે.

ટીકા—अव्यक्तं व्यक्तिमापन्नम् અબુદ્ધ અજ્ઞાની લોકો

---

[1]સહજ પ્રાણાયામક્રીયા કેહે છે. શ્વાસોશ્વાસ તો સર્વ કોઇને સદા

---

૧ " સેહેજ સમજણ આવ્યા વીના, પુરૂષ દુ:ખી નીત્ય જાણ;
કહે પ્રીતમ એક સેહેજ બીન, ટળે ન ખેંચાતાણ.
સેહેજ સ્વરૂપ હે બ્રહ્મકો, ખેંચાતાણ સો જીવ.
કહે પ્રીતમ સમજી શકે, સેહેજે સુખી સદૈવ.
સેહેજે નામ ઉચ્ચારહી, સેહેજે ઉદક આહાર;
કહે પ્રીતમ સેહેજે ચલે, નાહી ન ખેંચ લગાર.
રત્ન ગુંજા ગણે એક કર. સમજે નહી સિદ્ધાંત;
કહે પ્રીતમ પ્રીછ્યા વીના, ભાજે નહી ભવભ્રાંત.
સેહેજ દશા સબસે ભલી, જો ઉપજે ઉર આય;
કહે પ્રીતમ સંસારકુ, જીતે નિશાન બજાય.
વાયુ સંગે વાસના, વાસના સંગે પ્રાણ;
કહે પ્રીતમ પ્રાણ આતમા, ધરે દેહ દુ:ખ ખાણ."

**सहजं कर्म कौंतेय** જે (સ્વ-સ્વભાવકૃત) સહજ ક્રિયા સુકૃતરૂપ હોય તો તે જો કદી આરંભમાં દોષયુક્ત હોય તો પણ તેનો ત્યાગ ન કરવો પણ તેનું સેવન રાખવું. જેમ આરંભમાં ધુમાડામાં ઢંકાયેલો અગ્નિ પ્રદીપ્ત થતાં સર્વને બાળી ભસ્મ કરે છે અને પછી પ્રકાશી રહે છે તેમ સહજ ભાવમાં થતી સુકૃત ક્રિયા કે નામસ્મરણ ક્રિયા આરંભમાં દોષયુક્ત [illegible]ય તો પણ સર્વ પાપો અને સર્વ દોષોને બાળી ભસ્મ કરીને અંતમાં કૃતકૃત્ય કરે છે.

હું કે જે નેતિ અવશેશ અસ્તિત્વ સત્તાસામાન્યરૂપ છું અમર્યાદ અવ્યક્તરૂપ છું તેને વ્યક્તીમાન થયેલો વ્યક્તી સ્વરૂપ–મનુષ્ય આકાર સમજે છે અને હું સર્વત્ર સમાન વ્યાપક રહેલો છું તે છતાં ગોલોક સ્વર્ગલોક વી[2]નુલોક

---

ચાલતાજ રેહે છે માત્ર લક્ષવૃત્તી રાખવી અથવા [1]સુરતા કરવી એજ તેમાં કર્તવ્યતા છે. તેમાં પ્રાણનો લય થાય છે.

જે ૐ નેતિ અવશેશ અસ્તિત્વ છે, તેજ ૐ હું છું અથવા જે ૐ હું છું તેજ ૐઅહં તે છે. પરસ્પર બંને એક વસ્તુસુચક છે. એજાપનીતાદાત્મ્યતા તત્આકાર બનાવે છે તેથી અહંગ્ર ઉપાસના બીજી સર્વ ઉપાસનાઓથી શ્રેષ્ટ ઉપાસના છે. તેમાં મનનો લય થાય છે.

બીજી ઉપાસના પ્રતીક ઉપાસના કેહેવાય છે સર્વ દેશી અવ્યક્ત બ્રહ્મને એક દેશી મુર્તીમાં પ્રતિષ્ટિત કરીને અથવા સ્થાપન કરીને અથવા મનમાં માંનીને તે મુર્તીનું પુજન અર્ચન–ધ્યાન કરવુ આત્મ નિવેદન કરવુ તે પ્રતીક ઉપાસના કેહેવાય છે.

ત્રીજી ઉપાસના જાપ અથવા નામ સ્મરણરૂપ છે. અવ્યક્ત અવાચ્ય–વસ્તુ અનામી છે તોપણ તેનુ સ્મરણ કરવા જે **નામ** આ· રોપણ કરીએ તે અનામી અવ્યક્તનુ વ્યક્તી સ્વરૂપ છે, **નામ** એજ વ્યક્તી છે. જેને નામ હોય તેને આકાર હોય છે અને જેને આકાર

---

૧ "સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે, જાણે કોઇ સંત સુજાણ, સોહાગી જેની સુરતા લાગી છે, નટડીનો ખેલ એતો રચ્યો રે ચોગાનમાં, વરતવીના બીજુ નજરે ન આવે; મોટા જોગેશર જેણે મન વશ કીધાં, સીંધુમાં પેશી જેણે મોતીરે લીધાં, જેની સુરતા લાગી છે."

ક શીવલોકઆદી ×એકલોકમાં કે એકદેશમાં નિવાસ
રી રહ્યો છું એમ તેઓ સમજે છે કારણ કે તેઓ મારા
અવ્યક્ત અવ્યય એવા ઉત્તમ ભાવને–એટલે ઉત્તમ સ્થિ-
તેને જાણુતા નથી. હું મારી યોગ માયાથી ઢંકાયેલો
હ્યો છું. સર્વત્ર સર્વમાં શુદ્ધ ભાવમાં રહ્યો છું, તેથી અ-
ાની લોકો મને અજન્મ અવિનાશી જાણી શકતા–નથી
ણુ મને રામાવતાર કૃષ્ણુાવતારમાં ભગવાને અવતાર

ા છે તેને નામ હોય છે તેથી નામ અને આકાર બંને અભિંન
તેથી બંને મળીને તે એકત્ર એક વસ્તુ–સ્થીતિ છે તેથી વસ્તુ એજ
ા છે અને **નામ** એજ **વસ્તુ** છે. વસ્તુ નિરાકાર છે પણ નામપણે
સાકાર છે. નિરાકાર અવ્યક્ત વસ્તુનું નામ સંબોધન કરીને નામ
ણુ દ્વારાએ ઉપાસના કરવી અથવા સતત [1]**નામ સ્મરણ** કરવું
ીજા પ્રકારની ઉપાસના છે.

× મહાદેવજી કહે છે કે–" દેશકાલ દિશિ વિદિશહુ માંહીં, કહહુ
કહાં જહાં પ્રભુ નાંહીં." વળી ગુરૂનાનક કહે છે કે–" પુષ્પ મહીં
વાસ બસત હે શુકર માંહી જેસે છાંઇ, તેસેહી હરી બસત નીરંતરી
ો ખોજહુ ભાઇ."

૧ " નામ લીયે નામી મીલે એસા નામ બળવંત,
પ્રીતમ સમરણુ નામ કે ભયે શિરોમણી સંત;
નિર્મળ નામ ઉચ્ચારતાં ઉઘડે નેન અનંત,
પ્રીતમ સ્વપદ પરસતાં હોય પરમ સુખ શાંત;
સુખ જીવ્હા હાલે નહી, અવર ન જાણે કોય;
કહે પ્રીતમ આપા મીટે, સેહેજે સુમરન હોય. "

લીધો એમ ગણે છે અને ભગવાનનુ જન્મ મૃત્યુ થયું એમ સમજે છે પણ અજન્માને જન્મ શાનો અને અવ્યય અવિનાશીને મૃત્યુ શાનું હોય એવી દીર્ઘ દ્રષ્ટી કોઇ કરતું નથી. જે જે કંઇ દ્રવ્ય દ્રષ્ટીગોચર છે તે સર્વ મારી ઇંદ્રિજાલીક માયા છે અને તેથી તે સર્વ અનિત્ય છે વિનાશી છે અસાર છે. માટે મારા અવિનાશી સ્વરૂપને ઓળખવાનો કે પામવાનો પુરૂષાર્થ કરવો. જે કોઈ મારા અભિમુખ થાય છે તેને હું સુલભ થઉં છું.

क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति પુન્ય પોહોચતાં સુધીજ જીવ સ્વર્ગ લોકમાં રહી શકે છે પુન્ય પુરૂ થયું કે તેને મૃત્યુલોક–પ્રાપ્તી થાય છે. કર્મના બે વિભાગ છે પુન્ય કર્મ અને પાપકર્મ પુન્ય કર્મથી ઉંચ ગતી (સ્થિતિ) અને પાપકર્મથી અધોગતી નીચી ગતી (સ્થિતિ) થાય છે. વળી પુન્ય કર્મના બે વિભાગ છે. સકામ અને નિષ્કામ. ફળ પ્રાપ્તી માટે કરવું તે સકામ કર્મ–અને ફળની કંઇ પણ આશા ન રાખવી પણ જગતકર્તા ઇશ્વર એકનેજ પ્રસંન કરવાની આશા રાખીને જે કર્મ કરવાં તે નિષ્કામ કર્મ કેહેવાય છે. સકામ કર્મના પુનઃ ત્રણ પ્રકાર છે રજો–તમો કે સત્વગુણી કર્મ. નિષ્કામ કર્મ તો ગમેતે પ્રકારમાં હોય રજો–તમો કે સત્વરૂપ તોપણ તેનો તો એક સત્વગુણી કર્મમાંજ સમાવેશ થઈ જાય છે એટલે કે નિષ્કામ કર્મો સર્વ સતો–ગુણીગણાય છે.(सत्वानुरुपा सर्वस्य)નિષ્કામતાનુ સ્વરૂપ

મનના એક નિશ્ચયરૂપ છે અન્ય નથી પણ તેનુ ફળ મહાન છે. स्वल्प मप्यस्य धर्मस्य त्रायते महतो भयात्. ॥ નીશ્ચયરૂપ સ્વલ્પ કર્મ અને ધર્મ, જન્મ મૃત્યુરૂપ સંસાર ભયને નિવૃત્ત કરે છે.

સકામ કર્મો રજો-તમો કે સતોગુણી હોય છે તેથી તે તે કર્મોને કરનારાના પણ ત્રણ વિભાગ થાય છે રાજસ-તામસ કે સતોગુણી કર્તા તેજ પ્રમાણે તેમની શ્રદ્ધા અથવા ભાવનાના પણ ત્રણ પ્રકાર થાય છે, તેમના નિશ્ચયના પણ ત્રણ પ્રકાર થાય છે એ પ્રમાણે-સર્વના ત્રણ ત્રણ પ્રકાર થાય છે.

જોકે માયા ત્રીગુણાત્મક છે તેથી ત્રણજ ગુણોને પ્રધાનપણે આગળ પડાવાય છે પણ તે ત્રણ ગુણોના પરસ્પર મીશ્રણથી-ત્રણ પ્રકારના નવ પ્રકાર થાય છે તેમાં એકની પ્રધાનતા રેહે છે અને બીજા ગુણોની ગૌણતા રેહે છે જેમકે સતો સતો (શુદ્ધ સત્વગુણ) સત્તો રજો અને સતો તમો, એકના પ્રકાર, રજો સતો, રજો-રજો અને રજો તમો બીજાના પ્રકાર અને તમો સતો, તમો રજો અને તમો તમો એ ત્રીજાના પ્રકાર એ પ્રમાણે ત્રણના નવ પ્રકાર થાય છે તેથી તેના કર્તા, કર્મ, ક્રીયા, શ્રદ્ધા, નિશ્ચય, ધર્મ, જ્ઞાન ધૃતિ આદી સર્વના તે પ્રમાણે પ્રકાર થાય છે અને તે પ્રમાણે ફળ પ્રાપ્તીના પણ પ્રકાર થાય છે.

વળી મન, વાણી, અને કાયાને લેઇને કર્મના ત્રણ-પ્રકાર થાય છે, કાયીક વાચીક (વાણીરૂપ) અને માનસીક.

માનસીક કર્મ ઉગ્ર હોય છે અથવા ઉત્તમ મધ્યમ અને કનીષ્ટની ગણુતરીમાં મુકીએ તો માનસીક કર્મ ઉત્તમ છે વાચીક કર્મ મધ્યમ છે અને કાયીક કર્મ કનીષ્ટ છે. જો મન બીજા વીચારમાં રહ્યુ હોય તો વાણીદ્વારાએ કે કાયા-દ્વારાએ કરેલુ કર્મ રદ બાતલ થાય છે તેથી તેને ફરી કરવુ પડે છે. મનનુજ પ્રધાન કર્તાપણું છે. અમનમાં કરેલુ કર્મ અફળ થાય છે. તોપણુ મનની શ્રદ્ધા કંઇક ફળ અપાવે છે, આખુ કર્મ નિષ્ફળ જતું નથી. શ્રદ્ધાનુ ફળ થાય છે.—

योयच्छ्रद्धः सएवसः જેને જેવી શ્રદ્ધા, અથવા ભા-વના અથવા નિશ્ચય તેને તેવુ ફળ થાય છે. શ્રદ્ધાએજ કર્મનું સ્વરૂપ છે અને શ્રદ્ધા એજ તેનુ મન છે, એજ તેની તનમયતા છે તેથી પુરૂષની શ્રદ્ધા એજ તે પુરૂષનુ સ્વરૂપ છે અથવા પુરૂત્વ છે અથવા તેની સ્થીતી છે, શ્રદ્ધાવડે પુરૂષ પરખાય છે અને પુરૂષ વડે શ્રદ્ધા પરખાય છે પુરૂષ અને તેની શ્રદ્ધા એકત્ર એક આકારમાં રેહે છે.

મન-વાણી અને કાયાએ ત્રણેએ સંમત એક થઇને કરેલું કર્મ તે-'કૃતકર્મ' કર્મ કેહેવાય છે. એકલા મને કે એકલી વાણીએ કે એકલી કાયાથી કરેલું કર્મ અપુર્ણતામાં રેહે છે. ત્રણે સંમત થઇને કરે છે તે કર્મ પુર્ણ કર્મ થાય છે અથવા કૃતકર્મ થાય છે. કૃતકર્મ પુન્ય કે પાપરૂપ કર્મ હોય છે અને તે શુભ કે અશુભ ફળને આપનાર થાય છે.

જેવુ કર્મ તેવુ ફળ. અને તેવાં કૃતકર્મોનો જે સંચય અથવા ઢગલો અથવા સિલક અથવા થાંપણુ તેને સંચીત કર્મ કેહે છે. જગતકર્તા ઇશ્વરની નીયતી, કર્મની વાસના (તીવ્ર ભાવના અથવા ઇચ્છા) ને અનુસરીને અને કર્મના ફળભોગને અનુસરીને સંચય કર્મોમાંથી કેટલાંક કર્મો નીયતવીપાક કરે છે અને તેના માટે યોનીજન્મ નિર્માણ કરે છે અને તેને અનુસરતો સુખ દુઃખનો ભોગ આપવાને જે કર્મ નિર્માણ કર્યા તે કર્મને પ્રારબ્ધ કર્મ કેહે છે. પ્રારબ્ધ કર્મ ફળદેવાના વેગ ઉપર ચઢી ચુક્યાં છે તેથી તે અન્યથા થતાં નથી. પ્રારબ્ધ તો સર્વ કોઇને ભોગવવુંજ પડે છે; સંચિત–પ્રારબ્ધ એ બાબત કહ્યા પછી ત્રીજો પ્રકાર ક્રીયમાણુ કર્મ કેહેવાય છે કે જે વર્તમાન–દેહથી થાય છે અને જે સંચીત કોટી કર્મમાં ઉમેરાતાં જાય છે. આ પ્રમાણે [1]પ્રારબ્ધ-સંચિત–અને ક્રિયમાણુ એ ત્રણુ પ્રકાર છે.

શ્રીસુખે કહ્યું છે કે किंकर्म किंकर्मेतिकवयोप्यत्र मोहिताः ॥ અમુક કર્મ કેવા પ્રકારનું છે સકામ કે નિષ્કામ અથવા કર્મ છે કે અકર્મ છે કે વિકર્મ છે, સકામને કર્મ સંજ્ઞા આપી છે નિષ્કામને અકર્મ સંજ્ઞા આપી છે અને નિશિદ્ધ અને પાપરૂપ કર્મને વિકર્મ સંજ્ઞા આપી છે. કયું કર્મ કયા પ્રકારનું છે કયા કર્મનું કેવુ ફળ છે–

(૧) પ્રારબ્ધના પ્રકાર—સ્વ-ઇચ્છા, અનઇચ્છા અને પરઇચ્છા પ્રારબ્ધ.

પુન્યરૂપ કે પાપરૂપ અને કયું કર્મ સકામ છે કે નીષ્કામ છે તે પારખી કાઢવામાં મોટા મોટા જ્ઞાની મહાત્માઓ, અને શાસ્ત્રીઓ–અને પંડીતો પણ ભુલા પડી જાય છે, મનમાં શું ધારીને કર્મ કર્યું હોય અને અંતમાં તેનું કેવું ફળ થાય છે શમ કે વિષમ. અકળ કળા–કોઇથી જાણી જતી નથી માટે સૌ કોઈ થાકીને રેહે છે અને કેહે છે કે કર્મની ગતી ગહન છે કોઈથી જાણી જતી નથી.

અમુક કર્મ કેવા પ્રકારનું છે પુન્યરૂપ કે પાપરૂપ, સકામ, કે નીષ્કામ, રાજસ–તામસ કે સાત્વીક વળી તે કેવી શ્રદ્ધાથી થયું છે રાજસ, તામસ કે સાત્વીક તે પારખી કાઢવું તે મુંઝામણની વાત છે. જ્ઞાની અને પંડીતો પણ–મુંઝાય છે. નિષ્કામ કર્મ કરનારને કંઈ મુંઝામણ નડતી નથી. સારૂ કે નરસુ સર્વ શ્રીકૃષ્ણાર્પણ છે. ઇશ્વરને પ્રસંન કરનાર થજો, જેથી ઇશ્વર મારા ઉપર અનુગૃહ કૃપા કરે અને મને પુનરાવર્તિથી નીવૃત કરે. (सत्वानुरुपासर्वस्य.)

પ્રત્યેક કર્મનુ અને પ્રત્યેક સંકલ્પનુ સર્વનુ ચીત્રામણ પોતામાં રહેલુ ચિત ગુપ્તપણે એકાગ્રતા કરીને પાડી લે છે. શાસ્ત્રના અલંકારમાં તેને ચિત્રગુપ્ત દેવતા કેહે છે. મૃત્યુ સમયે પ્રત્યેકનુ લેખુ લેવાય છે અને તે પ્રમાણે તેની વ્યવસ્થા થાય છે. કોઇ વાત અજાણમાં જતી નથી રઇ રઇની વાતનો હીસાબ થાય છે અને તે પ્રમાણે ફળ કે શાસન સિક્ષા નિર્માણ થાય છે અને તેનાજ સંસ્કારો

મુર્તિમાન આકારો લેઈ લેઇને સુખ અથવા દુઃખના હેતુ થાય છે અને ફળ આપીને જાય છે અને બીજા નવા સંસ્કારો આગળ આવે છે. જેમ જાગૃતના સંસ્કારો ચિતમાં પડેલા હોય તે તેવુ સ્વપ્ન લાવે છે અને તે તે સંસ્કારો મુર્તિમાન આકારો લે છે. અને પોતાથી પોતામાં બનીને સુખ દુઃખ આપીને નિવૃત થાય છે. ભાવીલોક સ્થિતિમાં પણ તેજ પ્રમાણે બને છે.

શ્રીમુખે કહ્યું છે કે **प्रकृतिं स्वामधीष्टाय संभवामि युगे युगे.** મારી પ્રકૃતીનો આશ્રય લેઇને હું પ્રત્યેક યુગ યુગમાં અવતાર સંભવ કરૂં છું.

યુગ ચાર છે સતયુગ દ્વાપર–ત્રેતા અને કલીયુગ. એકની પ્રધાનતા રેહે છે બીજા ત્રણેની ગૌણતા રેહે છે. જેની પ્રધાનતા હોય–તેની નામ સંજ્ઞા પડે છે. युज એટલે જોડવું. જે બેને જોડનાર સાંધી રૂપ હોય તે યુગ. ભૂત અને વર્તમાન, વર્તમાન અને ભવિષ્ય અને ભૂત અને ભવીષ્ય એ ત્રણે કાળને જોડનારો સંધીકાળ હોય તેને યુગ કેહે છે, એ હીસાબે વર્તમાનકાળ આવે છે, માટે વર્તમાન કાળને જ યુગ ગણવો અને જાગૃતનો જીવ સ્વપ્નમાં પોતાનુ કારક શરીર ધરે છે તેજ પ્રમાણે જાગૃત દશાનો જે જીવ છે તે ઈશ્વરનો પ્રાતિભાસીક ઉદ્દભવ છે. જેટલું કંઇ દ્રષ્ય છે તે સર્વ ઇશ્વરના વિવર્તરૂપ છે. દ્રષ્ટાજ દ્રષ્યરૂપ થયા છે. સર્વ દ્રષ્ય દ્રષ્ટાના અણુ અંશ છે.

વર્તમાન કાળમાં જે કંઇ છે તે સર્વ ઈશ્વર સંભવ છે અને વર્તમાનકાળ યુગરૂપ છે અને તેમાં જે પોતાનો દ્રષ્ટા ભાવનો સંભવ છે તેજ संभवामि युगेयुगे આ અર્થ તેને લાગુ પડતો અર્થ છે, પ્રત્યેક યુગ તે વર્તમાનકાળ છે.

પ્રકૃતિને સહજા કેહે છે ( સાથે ઉત્પંન થયેલી. આદિ સાથે આદી અને અનાદી સાથે અનાદી ) જીવ સાથે જીવ જેવડી અને બ્રહ્મ સાથે બ્રહ્મ જેવડી, વળી તેને પ્ર એટલે આગળ અને કૃતિ એટલે ક્રિયારૂપ. જે ક્રિયારૂપે આગળ પડતી જણુઇ રેહે છે તે પ્રકૃતિ. વળી તેને સ્વભાવ કેહે છે. સ્વ એટલે પોતાનો અને ભાવ એટલે ભાવના અથવા ઈચ્છા જે પોતાનીજ ઇચ્છા છે જે પોતામાં પોતાનો ભાવ થઇને એટલે અસ્તિત્વરૂપે રહી છે તેને સ્વભાવ કેહે છે. હું ચૈતન્ય જીવરૂપ છુ અને મારી પ્રકૃતિ સ્થુળ શરીરવત છે. શરીર વગર જીવ કંઇ કરી શકતો નથી. અને જીવ વગર શરીર કંઈ કરી શકતું નથી બંનેના એકત્રપણામાં સર્વ-ક્રિયાકર્મ થાય છે. મારી પ્રકૃતિનો આશ્રય લેઇને હું પ્રપંચ રચના સર્વ-કરૂ છુ. જોકે માયા દ્વારાએ હું સર્વનો કર્તા છુ તોપણ જો મારી માયાને મારાથી જુદી પાડીએ તો હું અકર્તા છું હું કંઇ પણ કરતો નથી જે કંઇ કરે છે તે સર્વને મારી માયા[1] શક્તી કરે છે. હું

(૧) માયાનાં જુદાં જુદાં નામ—માયા-અવિદ્યા-અજ્ઞાન-પ્રકૃતિ-શક્તી-અવ્યક્ત-અવ્યાકૃત-અજા-તમ-તુચ્છા-અનિર્વચનીય—સત્યા-મૂલા-તૂલા-યોનિ.

સવમાં નિષ્કામ છુ અકામ છુ નિસ્પૃહ છુ તેથી પ્રકૃતીના સર્વ ધર્મોથી અને સર્વ દોશોથી અલિપ્ત રહુ છું.

ઇશ્વરની ઉપાધી સતો–સતોરૂપ છે શુદ્ધ સાત્વીકી માયા છે અથવા વિદ્યામાયા છે અને જીવની ઉપાધી અ-વિદ્યા, અજ્ઞાન ત્રીગુણાત્મક છે તેથી મલીન છે. ઈશ્વરની શુદ્ધ સતોગુણી છે તેથી દીવ્ય પ્રકાશરૂપ છે તેથી તેમને ત્રણે કાળનુ જ્ઞાન રેહે છે. ઇશ્વર માયાના પતી છે સ્વામી છે તેથી માયા તેમને આધિન રેહે છે અને તેમને સ્વ–સ્વરૂપ આ-ચ્છાદન કરી શકતી નથી. જ્યારે જ્યારે પરંપરા સનાતન ધર્મનો લોપ થાય છે અને દૈત્ય લોકો ભક્તજનોને સંતાપે છે ત્યારે ત્યારે જગતકર્તા ઇશ્વર અંશાવતારથી કારક અને સંકેતીક શરીર સતો–સતોમય, શુદ્ધ સાત્વીકી ધારણ કરે છે અને સંકેત પુરો કરીને અદ્રષ્ય થઈ જાય છે. શ્રી ભગ-વાનને પોતાના અનન્ય ભક્તો ઉપર ઘણી મમતા રેહે છે.

**તુલસીદાસજી કેહે છે કે—**

"સુન [1]સુરેશ રઘુનાથ સ્વભાઉ,નિજ અપરાધ રિસાહીં ન કાહુ
જો અપરાધ ભક્તકર કરઈ, રામ રોષ પાવકસો જરઇ
લોકહુ વેદ વિદિત ઇતિહાસા, યહમહિમા જાનહિ દુર્વાસા.
ભરત સરિસ કો રામસનેહી, જગ,જપુ,રામ,રામ,જપુ,જેહિ.[2]

૧ દેવતાઓના રાજા ઇદ્રને દેવતાઓના ગુરૂ બ્રહસ્પતી કહે છે કે.

૨ જગત રામનું ભજન કરે છે અને રામ નીજ–ભક્તનું સ્મરણ ભજન કરે છે.

મનહુ ન આનિય [3]અમરપતિ રઘુવર ભક્ત અકાજ
અયશ, લોક પરલોક દુઃખ, દિનદિન, શોક સમાજ
સુન સુરેશ ઉપદેશ હમારા, રામહિ સેવક પરમપિયારા
માનત સુખ સેવક સેવકાઇ, સેવકવૈર વૈર અધિકાઈ
[4]સોસુખ કર્મ ધર્મ જરિજાઉ, જહું ન રામપદ પંકજ ભાઉ[5]
યોગ [6]કુયોગ, જ્ઞાન અજ્ઞાનૂ, જહાં ન રામ પ્રેમ [7]પરધાનૂ.

**दैविह्येषा गुणमयी** મારી [1]માયાશક્તી દીવ્યરૂપ છે ત્રણે ગુણો સંસુક્ત છે અને દુસ્તર છે જે મારા અભિમુખ થશે તે સેહેજમાં તરી જશે.

મારી પેઠે મારી માયાશક્તી [2]અનાદી છે વળી તે ઇંદ્રજાલીક છે, અઘટના ઘટ અપટના પટ ( પડદા કરનારી ) છે, નામ અને રૂપવાળી છે, પોતાનાં સર્વ કાર્યોને

---

૩. ઈંદ્ર. ૪. ગુરૂ વશિષ્ટમુનિ શ્રીરામચંદ્રજીપ્રત્યે કેહે છે કે.

૫. ભાવ, પ્રેમ. ૬. દુઃખરૂપયોગ. ૭. સુખ્ય.

(૧) માયાના ધર્મો—અસત, જડ, દુઃખ, અનાત્મા, અને નાનાપણું. અનિત્ય, વિનાશી, અશુદ્ધ, ક્ષેત્ર, આશ્રિત, વિકારી પરપ્રકાશ, હેતુમાન, વ્યાપ્ય, સંગી, આવૃત.

(૨) અનાદી પદાર્થનાં નામ—જીવ-ઇશ્વર-શુદ્ધચેતન, અવ્યક્ત, તત્વબ્રહ્મ-માયાશક્તી અથવા અવિદ્યા, માયા અને બ્રહ્મનો સંબંધ અને તેમનો સ્વ-સત્તાભેદ, વસ્તુ અવસ્તુપણાનો ભેદ એટલા પદાર્થ અનાદી છે. આદિરહીત તે અનાદી કેહેવાય છે.

નામ અને આકાર સંયુક્ત બનાવ્યાં છે અવસ્તુ (સંભ્રમ-રૂપ) છે, મારી માયાનો સ્વભાવ-અસત્ જડ દુઃખ અનાત્મા અને નાનાપણુ છે. વીકારી છે. વિનાશી છે, સંભ્રમ કરાવનારો છે જાદુરૂપ છે, દેશકાળ-વસ્તુપરિચ્છિંન છે, શુન્ય છે અનિર્વચનીય છે, અસ્તિત્વનું નાસ્તિત્વ અને નાસ્તિત્વનુ અસ્તિત્વ બતાવનારી છે. ભાવનો અભાવ અને અભાવનો ભાવ બતાવનારી છે. નિરાકારને સાકાર અને સાકારને નિરાકાર બતાવનારી છે. જડને ચેતન અને ચેતનને જડ કરી બતાનારી છે શરીરના ધર્મો (જન્મમરણાદી) જીવમાં અને જીવના ધર્મો અવિનાશીપણુ શરીરમાં બતાવનારી છે.વસ્તુને અવસ્તુ અને અવસ્તુને વસ્તુ કરીને બતાવનારી છે. મૃત્યુને જન્મ અને જન્મને મૃત્યુ કરી બતાવનારી છે. ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળને એકત્ર કરી દેનારી અને ત્રણે કાળને છુટા પાડી દેનારી અને ત્રણેને એક બીજા સાથે સેળભેળ કરનારી છે જાગૃતમાં સ્વપ્ન કે સુસુપ્તી અને સુસુપ્તીમાં જાગૃત કે સ્વપ્ન એ ત્રણે દશાને એકત્ર કરનાર પરસ્પર જુદી પાડનાર તથા પરસ્પર એક બીજા સાથે મીશ્ર કરનારી છે. ભીંનમાં અભિંનપણું અને અભિંનમાં ભીંનપણું કરનારી છે. એકનુ અનેકપણુ અને અનેકનુ એકપણુ કરનારી છે. બીનુ વૃક્ષપણુ અને વૃક્ષપણાનુ બીપણુ કરનારી છે. દુઃખમાં સુખ અને સુખમાં દુઃખ કરનારી છે. વિનાશીને અમર કરી બતાવનાર અને અવિનાશીનુ મૃત્યુ બતા-

વનારી છે; અનાત્માના ધર્મો આત્મામાં અને [1]આત્માના ધર્મો અનાત્મામાં બતાવનારી છે. દ્રવ્યને અદ્રવ્ય કરનારી અને અદ્રવ્યને દ્રવ્ય કરનારી છે, સર્વ વિરૂદ્ધતા બતાવનારી માયા દુસ્તર છે. પણ જે કોઈ મારે શરણે આવશે તે માયાને સેહેજે તરી જશે.

**શંકા**—વાદી શંકા કરે છે કે શ્રીભગવાન એકવાર કેહે છે કે **अजंअव्ययम्** હું જન્મ અને મૃત્યુ રહીત છું કારણ કે મારે કંઇ વ્યક્તી શરીર નથી **अव्यक्तं व्यक्तिमापन्नं** હું શરીર આદી મર્યાદાથી રહીત છુ કારણ કે હું સર્વત્ર સમાન વ્યાપક છું અને કોઇ પણ આકાર રહીત છું નિરાકાર છું, વળી બીજી વાર કેહે છે કે હું આકારવાળો છુ સાકાર મુર્તીમાન શરીરવાળો છું **ब्रह्मणो हि प्रतिष्ठाहम्** જ્યારે જ્યારે અધર્મ ફેલઈ જાય છે અને સાધુ સજ્જન લોકોને દૈત્યો સંતાપે છે ત્યારેત્યારે હું યુગ યુગમાં પ્રત્યેક યુગમાં **संभवामी** હું અવતાર ધારણ કરૂં છું અને સાકાર થઈને શરીર ધારણ કરીને દૈત્યોનો સંહાર કરીને સાધુ અને ધર્મનું રક્ષણ કરૂછું આ પ્રમાણે ભગવાન પણ જન્મે છે અને મરે છે અને મનુષ્ય જેવી ચેષ્ટા કરે છે જેને શરીર હોય તે વિનાશી પણ હોય અને ભગવાન તો નાશ રહીત હોવા જોઈએ, તો ભગવાનને શરીર છે એ કેમ

---

(૧) આત્માના ધર્મો—નીત્ય, અવ્યય, શુદ્ધ, એક, ક્ષેત્રજ્ઞ, આશ્રય–અવિક્રિય, સ્વ–પ્રકાશ, હેતુ, વ્યાપક, અસંગી–અનાવૃત.

સાચુ મનાય ? ભગવાનને સર્વત્ર વ્યાપક અમર્યાદ વ્યક્તી રહીત કહ્યા છે તો પછી તેમને શરીર છે, આકાર છે અને અમુક મર્યાદામાં છે એ વાત સાચી કેમ મનાય ? શ્રી ભગવાન એકવાર કેહેછે કે જગતનો કર્તા હું છુ અને બીજી વાર કેહે છે કે હું જગતનો કર્તા નથી तस्य कर्तारमपिमां विध्यकर्तारमव्ययम् જો કે હુ સર્વનો કર્તા છુ તોપણ તું મને અકર્તા જાણ હું અવ્યક્ત અવ્યયછું. જો ઈશ્વર જગતના કર્તા છે તો કર્તાનો કર્તા તેનો કર્તા અને તેનો કર્તા સોધવા જતાં કર્તાનો પાર આવતો નથી તો પછી કેટલા બધા કર્તા સમજવા ? જો પોતે કર્તા નથી પણ અકર્તા છે તો કર્તા વગર આ જગત રૂપ કાર્ય આપોઆપથી શી રીતે બન્યું અને અદ્યાપિ પર્યંત નિયમ પુર્વક નિયંતા વગર કેવી રીતે નીત્ય નીયમસર ચાલે જાય છે ?

ઉપર પ્રમાણે કથનની વિરૂદ્ધતા જોઇને મુંઝામણ થાય છે કે કયી વાત સાચી હશે અને કઇ ખોટી હશે બંને તો સાચી હોઇ શકે નહીં કારણકે બંને બાબતો એક બીજાથી વિરૂદ્ધ છે. માટે તેનુ સમાધન કરો.

**સમાધાન**—સત્તા ત્રણ છે પારમાર્થિક પ્રાતિભાસિક અને વ્યવહારીક એ ત્રણે સત્તાનો અમલ પોત પોતાના રાજ્યમાં અથવા સ્વ-દશામાં ચાલે છે બીજી દશામાં તેમનો અમલ ચાલતો નથી. જ્યાં પરમાર્થ દશા હોય ત્યાં પ્રા-

તિભાસિક અને વ્યવહારીકનું બળ ચાલતુ નથી, જ્યાં પ્રાતિભાસિક દશા હોય ત્યાં વ્યવહારીક અને પાર્માથિકનુ બળ ચાલતુ નથી અને જ્યાં વ્યવહારીક દશા હોય ત્યાં પ્રાતિભાસિક અને પાર્માથિક દશાનું જોર ચાલતું-નથી, પરમાર્થ દશા ત્રીકાળ સત્ય દશા છે અને વ્યવહારીક અને પ્રાતિભાસિક દશાઓ પારમાર્થીક દશા અંદર એક કાળા વિચ્છિંન રહે છે તેથી સંભ્રમ દશા છે અજ્ઞાનમાં સંભ્રમ દશા બળવાન રહે છે. તે ત્રણ દશાઓ અથવા સત્તાઓ અવ્યક્ત અવ્યય નેતિ અવશેશ અસ્તિત્વ અસ્મિતા અહં સત્તા સામાન્ય અવિકારી સર્વ શકતીમાન પરબ્રહ્મ પરમાત્માના સ્વભાવ રૂપ છે. તત્વ પરમાત્મા સર્વ શકતીમાન છે એટલે, એકે, કોઇ પણ શક્તીની, તેમનામાં અપુર્ણતા નથી સર્વ સંપુર્ણ છે. વળી તે સ્વ એટલે પોતાના ભાવ એટલે અસ્તિત્વ રૂપ છે એટલે તે સ્વભાવ પણ પોતામાંજ પોતા રૂપે રહેલો છે એટલે કે તે તત્વની વસ્તુશક્તી છે. તે પરમાત્મા અદ્વૈત એક છે બીજુ કંઈ પણ અન્ય દ્વૈત પણું નથી એકં સ્વયં છે, તેથી અને પોતે સર્વ શકતીમાન છે તે કારણને લેઈને પોતે ચાહે તેમ કરવાને પોતે સ્વતંત્ર છે અને પોતે સમર્થ છે. ઉપરની ત્રણે દશાઓને એક્કી કાળે પ્રવર્તાવવી હોય તોએ પોતે સ્વતંત્ર સમર્થ છે અને ત્રણેને એક બીજાથી અલગ રાખવી હોય તોએ પોતે સ્વતંત્ર સમર્થ છે અને એક બીજાના મિશ્ર-

ણુમાં પ્રવર્તાવવી હોય તોએ પોતે સ્વતંત્ર છે અને સમર્થ છે તો પછી સમષ્ટીનો વ્યષ્ટી ભાવ અને વ્યષ્ટીનો સમષ્ટી ભાવ કરવાને પણ તે સ્વતંત્ર સમર્થ છે તેમજ ભાવનો અભાવ અને અભાવનો ભાવ, શુન્યોનો પણ ભાવ અને અભાવ, પ્રકાશનો પણ ભાવ અને અભાવ જ્ઞાનનો પણ ભાવ અને અભાવ અને અજ્ઞાનનો પણ ભાવ અને અભાવ શરીરનો પણ ભાવ અને અભાવ અને જન્મ મૃત્યુનો પણ ભાવ અને અભાવ ટુંકામાં સર્વ ભાવો અને સર્વ અભાવોના અવધિરૂપ ભાવ નિષેધરૂપ નેતી અને અવધિરૂપ વિધિવાકયના પણ અવધિરૂપ સત્‌ભાવછે સર્વ કરવામાં પણ તે સ્વતંત્ર સમર્થ છે પોતે જેમ ચાહે તેમ કરવાને સ્વતંત્ર છે અને સમર્થ છે તોપણ પોતે પોતાના સ્વભાવમાયા પ્રકૃતીતે માન આપે છે તેથી જે કંઇ થાય છે તે સર્વ મારી માયાશકતીજ મારો આશ્રય લેઇને કરે છે તેથી સર્વ વિકારો મારા સ્વભાવરૂપે રહેલી માંરી [1]પ્રકૃતીમાયા સર્વ સંભવ, અસંભવ કે સંભ્રમ કરે છે તેથી કર્તા પણ તેજ છે જગત પણ તેજ છે કાર્ય પણ તેજછે દેહ વ્યકતી પણ તે છે અવ્યકત પણ તે છે, એજ જન્મે છે. એજ મરે છે એજ શરીર ધારણ કરે છે એજ સાધુ અને ધર્મની રક્ષા અને દૈત્યોના સંહાર કરે છે માટે સર્વ વિક્રિયાઓ માયામાં

---

(૧) પ્રકૃતીના પ્રકાર—આકાશ, વાયુ, જળ, તેજ અને પૃથ્વિ, અહંકાર, મહતત્વ, અને અજ્ઞાન,

સમઇ રહેલીછે હું તો સદા અવિકારીશુદ્ધપણે સ્થીતી કરી રહ્યો છું. માયા શક્તી મારૂ શરીર છે હું તેનો જીવ છું. જો કે શરીર સર્વ કરે છે તોપણ શરીર જડ છે ચેતન વગર જડ કંઈ પણ કરવાને અશક્ય છે તેથી હુંજ સર્વ કંઇ માયાદ્વારાએ કરૂં છું मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ॥ હુંજ સર્વ કારણોના પણ કારણ રૂપ અથવા અવધિ કારણ અથવા શ્રેષ્ટ કારણ રૂપ છું હે ! ધનંજય મારા શિવાય અન્યકોઈ પણ અને કિંચિંત માત્રપણ આ પ્રપંચના હેતુ રૂપ કારણ નથી. હુંજ હેતુ છુ અને હુંજ કારણ છુ અને હુંજ વસ્તુ છું. જો કે હું અને મારી માયા મારી પુરૂષ પ્રકૃતિ અથવા મારો સ્વભાવ અંને અભિંન છીએ એકવસ્તુસ્થીતી છીએ તોપણ તે મારા અવ્યકતપણાના એક અંશમાંજ કલ્પીત રેહેછે મારા મનમાં સંકલ્પ રૂપમાં રેહે છે અને એકકાળાવિચ્છિંન અનિર્વચનીય છે, સર્વ વિકારો ના ભંડાર રૂપ છે તેથી જે જે કંઇ દોષ યુકત છે તે સર્વ માયા ભાગ છે અને જે જે કંઈ નિર્દોષ શુદ્ધ અવિકારી અચળ અવ્યય છે તે પરમાત્મા ભાગ છે એમ સમજવું. બાકી જ્યાં વસ્તુ અદ્વૈત છે ત્યાં માયાનુ પ્રથક પ્રતીપાદન કેવું ? અવસ્તુ અથવા સ્વ–સત્તા શુન્યનુ જુદુ પ્રતિપાદન કરવાની શી જરૂર છે ? જે કંઇ છે તે સર્વ વસ્તુ પરમાત્માજ છે. અને તેજ અધિષ્ઠાન છે. પણ તે વસ્તુ અપ્રતિત અદ્રષ્ય અગમ્ય છે. જે કંઈ પ્રતીત થાય છે દ્રશ્ય

ણાય છે, અને ગમ્ય થાય છે તે સર્વ માયા રૂપ સંભ્રમ વસ્તુ અવિનાશી છે. અને સંભ્રમ વિનાશી છે. એટલું સમજવાનું છે. એક શીવાય અન્ય બીજી વસ્તુની પ્રતિ નથી અને જે જે જણાય છે તે તે સર્વ માયા ભ્રમ છે. વસ્તુ ત્રીકાળ સત્ય છે. સંભ્રમ એકકાળા વિચ્છિંન છે તેથી અસત્ય છે. તો પછી એક વસ્તુપણામાં ને સાચુ કેહેવું અને કોને જુઠુ કેહેવું. જયાં સાચુ અને ઠુ એકે નથી ત્યાં શું કેહેવું ? સાચુ અને જુઠુ સર્વ તિભાસીક રૂપ છે. સ્વપ્ન દશા અને સ્વપ્ન પ્રપંચઘટના ગૃત દશાના પ્રતિ–આભાસ રૂપ છે અને તે પ્રમાણે પા- ર્થિકના પ્રતિઆભાસરૂપ વ્યવહારીક દશા (સમષ્ટી દશા છે) અને તે વ્યવહારીકના પ્રતિઆભાસરૂપપ્રાતિભાસીકનાનાસર્વ કતીઓ (સ્વપ્નનરો જેવા) છે, અને તેમનાં રચેલાં વ્યકતી ગતો અને સંસારો પોતપોતામાંછે. સ્વપ્નમાં ભીક્ષુક બનેલો ન જાગૃત થતાં રાજા પદમાં જણાય છે. તેમ પ્રાતિભા- કમાં જે ભીંનતા જણાતી હોય તે પાર્માર્થીક દશા પ્રાપ્ત ાં સર્વ [1]ઐકયતામાં સમઇ જાય છે. વ્યવહારીક દશા

---

ચરણદાસ–" જાને કોઇ સંત સુજાન, યહ જગ સુપનાહે
સુપને જ્ઞાની ગુરૂગમ્ય જાગે, અપના રૂપ નિહારી
ચરણદાસ સુકદેવ ચિતાવે, સુપના સોસબ જુઠ.
જો કછું હેસો સબહી સુપના, સાંચા હરી હરી હરી હરી જપના.
જ્યોં સોવત સુપનો દરસાય, આંખિ ખુલે જબહી મીટી જાય

૮

પણ પાર્માથિક દશાના પ્રતીઆભાસ રૂપ પ્રાતીભાસીક સ્થીતી છે તેથી તે પણ અનિર્વચનીય છે પારમાર્થીક એવી એકજ દશા,સ્થિતિ ત્રીકાળ સત્ય છે અને તેસ્થિતિમાં એક અદ્વૈત પરમાત્માજ વસ્તુ સ્થીતી વસ્તુપણામાં છે અન્ય સર્વ અવસ્તુ છે અથવા સત્ય વસ્તુના પ્રતિઆભાસો છે અથવા સંભ્રમો છે તેથી બીજી કોઈ પણ કલ્પનાનો અવકાશજ નથી. વાદીનુ વાદીપણુંજ અસત્ય છે તો પછી એની શંકાને તો અવકાશજ કેવો આપવો (**सर्वजगदव्यक्त मुर्तिना.**) સંજ્ઞાવાચક–હું તું તે, આ, અને સર્વ જગત પ્રપંચ અવ્યકત બ્રહ્મ પરમાત્મા વસ્તુ છે. અન્ય બીજી કંઈ પણ દ્વૈતવસ્તુ નથી ત્યાં કોઇ પણ શંકાને અવકાશજ નથી. સર્વ માથાફોડ, સમજીને ફરી કંઇ કરવી હોય તો ભલે. વાસ્તવીકપણે ઘટતી નથી.

**તુલસીદાસ કેહે છે કે—**

" સ્વપ્ને[1] હોય ભિખારિ નૃપ,રંક [2]નાકપતિ હોય
જાગે લાભ ન હાનિ કછુ, તિમિ [3]પ્રપંચ [4]જિય જોય.
દેખિય સુનિય [5]ગુનિય મનમાંહી, [6]માયાકૃત પરમારથ નાહીં."

એસેહી સબ સુપના જાન, અચલ અખંડ, રહે ભગવાન
ચરણદાસ સબ સુપના જાન, સદા એક રસ બ્રહ્મ પિછાન."

૧ લક્ષ્મણજી ગુહરાજા કેવટને ઉપદેશ કરે છે કે. ૨ ઇંદ્રિરાજા ૩ જાગૃતનું જગત ૪ જીવથી વીચાર કરી જોવો. ૫ જે જાણી એ તે પણ ૬ અનિર્વચનીય સંભ્રમ.

વાદીનુ સમાધાન કરીને લખાણુને આગળ ચાલતુ રૂ છું.

શ્રીમુખે કહ્યુ છે કે येयथामां प्रपद्यंतेतांस्तथैव भजाम्यहं. ? મનુષ્ય મને જેવા સ્વરૂપે રહેલો જાણે છે તેને હું તેવા વરૂપે કર્મફળ દાતા થઉં છું અને જે ફળ માટે તેઓ ારી ઉપાસના કરે છે તે ફળ હું તેમને આપું છું અને ૃત્યુ પછી તેવી ગતીને (સ્થિતિને) તેઓ પામે છે. જેમ ાગૃતના સંસ્કારો સ્વપ્નદશામાં ઉદ્બુદ્ધ થઇને સ્વપ્ન લોક સ્થિતિ થાય છે તે પ્રમાણે મૃત્યુ પછી પરલોક સ્થિતિ ાય છે. જે લોકો મને જેવો ભજેછે (રજો-તમોકે સત્વ ૫) હું પણુ તેમને તેવો ભજુ છુ એટલે તેમને ુવુ તેવુ ફળ આપું છું. દેવ માનનારાને દેવ જેવુ ફળ મને ભૂત મેલડી માનનારાને ભુત મેલડી માતાનુ ફળ આ- ું છું. જેવો ઉપાસક હોય તેનો હું તેવો ઉપાસ્ય દેવ ાઈ રહું છુંઅને ઉપાસકની ભાવના પ્રમાણે ફળીભૂત ાઉં છું. કારણુ કે હું સર્વ ભાવો અને સર્વ અભાવો મને સર્વ સ્વભાવોના ભાવરૂપ ભાવ છું તેથી જે કંઈ છે ો પણુ હું છુ અને જે કંઈ નથી તે પણુ હુંજ છું અને ો બંનેની પાર જે છે તે પણુ હુંજ છું सर्वतःपाणी पादं સર્વત્ર જે હસ્તો છે. પાદો છે, મુસ્તક છે મુખ છે, શ્રવણુ છે, વીગેરે સર્વ જે કંઇ છે તે સર્વ હુંજ (તત્વબ્રહ્મ અસ્મિતા મહં) છું અને (અધિષ્ટાનભાવે) સર્વપ્રાતિભાસીક દ્રષ્યને

ૃુંજ આવૃત થઇને એટલે-વીંટઇને રહ્યો છું સર્વ ઇંદ્રિયોમાં
ારા ચેતનભાવનો આભાસજ પ્રવર્તી રેહે છે જેથી તેઓ
ોત પોતાની ક્રિયાઓ કરે છે અને તે છતાં હું સર્વ
ંદ્રિયોથી રહીત, ન્યારો છું, અતિંદ્રિય છું મને કોઈ પણ
ંદ્રિય જાણી શકતી નથી. મન અને બુદ્ધિની પણ પાર
ું. સર્વમાં પુર્ણપણે સરખો વ્યાપક થઈ રહ્યો છું રજો
મો અને સત્વ એ ત્રણ ગુણોથી રહીત હું નિર્ગુણ છુ
ાપણ હું ગુણોને રજો તમો કે સત્વને ભોગવું છું. સર્વના
હાર પણ હુંજ છું અને સર્વના અંદર પણ હુંજ છું.
ારમાં પણ હું છું અને અચરમાં પણ હુંજ છું અને અતિ
ુક્ષ્મ પણ (ન જણાય તેવો પણ) હુંજ છું અને તત્ સં-
ામાં દુર રહેલો પણ હુંજ કેહેવઉં છું, સર્વમાં અખંડ
મેકપણે રહ્યો છું તે છતાં સર્વ વ્યક્તીભાવમાં ખંડાકાર
ાનારૂપ થઇ રહેલો પણ હુંજ છું. સર્વનો ભર્તૃ અને
ર્વના જ્ઞેયરૂપ તત્ સંજ્ઞા પણ હુંજ છું અને-અણુંના પણ
મણુંરૂપ અને તેના પણ અણુરૂપ (અતી-સુક્ષ્મ) પણ હુંજ
ું. જ્ઞાન જ્ઞેય, અને જ્ઞાનગમ્ય પણ હુંજ છું.

**एवं त्रयी धर्म मनु प्रपन्नागता गतं काम कामालभंते.**

ેમ જાગૃતની વિસ્મૃતિ થઇ એટલે સ્વપ્ન દશા થઇ. જા-
ૃત લોકથી વિલક્ષણ સ્થિતિ અને વિલક્ષણ રચના, તે
છતાં તેમાં જાગૃત દશા જેવોજ ભાવ બન્યો રેહે છે, કંઈ
ીંનતા પ્રથગતા જણાતી નથી. જાગૃત લોકથી સ્વપ્ન

લોક અવિંધ છે અભેદ્ય છે જાગૃત લોક ભૌતીક છે અને સ્વપ્ન લોક આધિભૌતિક છે. જાગૃત લોક સ્થુળ છે અને– સ્વપ્ન લોક સુક્ષ્મ છે, તેથી એક બીજાથી અવિજ્ઞેય રેહે છે. તેથી સ્વપ્ન લોક જાગૃત દશાવાળાને સુક્ષ્મ લોક છે તે પ્રમાણે મૃત્યુકાળ પછીની લોકસ્થિતિ આલોકના પરલોકરૂપ છે અને આલોકની ભોગ ભુમીકા છે અને આલોક કર્મભુમીકા છે. પણ ગતજન્મનીતો આ ભોગ ભુમીકા છે તે ભોગવતા જતાં જે નવા સંસ્કારોનું ભાથુ બને તે પરલોક માટે ભોગની ખરચી બને છે તે ખરચીનુ ફળ ભોગવતાં જતાં વળી નવી ખરચી સિલક બનતી રેહે છે તે ભાવીલોક માટે ભોગનુ ભાથુ, સીલક બને છે. ગત જન્મનો આલોક, પરલોક છે અને–ભાવીલોક પુનઃ આલોક સ્થિતિ થાય છે અને તેનો ભાવીલોક તે પરલોક સ્થિતિ થાય છે. જેમ જાગૃત–સ્વપ્ન અને સુસુપ્તી થાય છે તેમ ભુઃભુવઃ અને સ્વઃલોક સ્થિતિ થાય છે અથવા વર્તમાનલોક ભાવીલોક અને સુસુપ્તી જેવી અવ્યક્ત સ્થિતિ. આલોક અને પરલોકના વચમાં વિસ્મૃતિરૂપ અથવા તિરોભાવરૂપસ્થિતી થાય છે. એકનો લય થાય છે ત્યારે બીજાનો ઉદ્ભવ થાય છે. ઉપર પ્રમાણે–ત્રણે ક્રમવાળી લોકસ્થિતિ થાય છે અને ગત અને આગત આવ અને જા થાય છે અને પુર્વ પુર્વની કામનાઓને અથવા વાસના સંસ્કારોને– જીવાત્મા ભાવીલોકમાં પામે છે અને તેને અનુસરીને ભાવી

સ્થિતીમાં રેહે છે. જાગૃત દશાના સ્થાણુ અચળપણામાં રહ્યા થકાં સ્વપ્ન—લોકગતી થાય છે અને વળી સ્વપ્નમાં પણ પ્રાતિભાસીક ગમન આગમન થાય છે તે છતાં કોઈ કંઈ જતુ નથી કે આવતુ નથી. તે પ્રમાણે સ્થાણુ અચળ અણુઅંશ જીવાત્મા પરમાર્થદશામાં જ્યાં છે ત્યાં રહ્યો થકો આલોક અને પરલોક ગતી અને લોકાંતરોની ગતી-ઓને (સ્થિતિઓને) પાંમે છે અને પ્રાતિભાસીક ગમન આગમન અને સર્વ પ્રપંચ રચના સમષ્ટીગત અને વ્યષ્ટીગત સ્વપ્ન દશાની પેઠે [1]આપોઆપથી કરે છે અને સુખદુઃખ ફળને આપોઆપથી ભોગવે છે. પણ માયાને લેઇને સર્વ ઉંધુ વિરૂદ્ધ જણાઇ રેહે છે. કર્તા અને કાર્ય, કર્મકર્તા અને ફળદાતા, એવા એકમાંથી બે ભાવ થાય છે. ઇશ્વરભાવ અને જીવ-ભાવ અને જડપ્રપંચભાવ **द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एवच.** પ્રત્યેક લોકસ્થિતિમાં પુરૂષના બે ભાવ થાય છે એક ક્ષર અને બિજો અક્ષરભાવ. ક્ષરભાવમાંથી સર્વભૂત અને પ્રાણીઓ સ્થાવર અને જંગમ, જડ અને ચેતન સર્વ થાય છે અને અક્ષરભાવ કુટસ્થપણે સ્થિત રેહે છે. કુટસ્થ દ્રષ્ટા છે અને અન્ય સર્વ દ્રશ્ય છે. કુટસ્થજ ફળદાતા અને ફળભોક્તા અને ભોગ્ય ફળ પ્રાતિભાસિક બને છે.

---

૧ ચરણદાસ-"અપને અપને લોક મેં; સબિ કરે ઉત્સાહ
સાધુ કાયા છોડકર, ગવન કરે કિસરાહ.
ધન, નગરી, ધન દેસહે ધન પુર, પટ્ટન, ગાંવ
જહાં સાધુજન ઉપજીયો, તાકી બલિબલિ જાંવ."

અવ્યક્ત બ્રહ્મતત્વ માયાદ્વારાએ સમષ્ટી–વ્યષ્ટી (૧)ઇશ્વર અને તત્ અંતરગત નાના વ્યષ્ટીવ્યક્તીઓ એજ એક ચેતનભાવ આ જગતરૂપ સર્વ પ્રપંચનાકાર્યમાં,કારણરૂપછે,હેતુ છે અને તે પોતાના સ્વભાવદ્વારાએ આ પ્રપંચરચના પોતામાં પોતાપણે કરે છે. તે સમષ્ટીપદ ઇશ્વરજ નાના વ્યક્તીઓના બિંબભાવે સર્વના કર્તા છે તેજ માયાવિશિષ્ટ પદ છે. અને તેજ સર્વના નિયંતા છે અને પ્રતિબિંબ થઇને સર્વ વ્યક્તીઓ પાસે પોતાનો સ્વભાવ (સમષ્ટીભાવ)ની રીતી અનુસરાવે છે, જગતના નિમિત કારણ પણ તેજ છે અને ઉપાદાન કારણ પણ તેજ છે કર્તા પણ પોતેજ છે હેતુ (સ્વઇચ્છા) પણ પોતેજ છે અને કાર્યની વસ્તુ પણ તેજ છે અને પોતાના પ્રદેશમાં માયા(મુલા કે તુલા)માં જગત રચેલું છે—તેથી તે કાર્યમાંજ કારણ સમઇ રહેલુ છે અથવા ઇશ્વર જગતના અભિંનીમિત્તોપાદાનકારણ છે. નિમીત્ત અને ઉપાદાન બંને કારણો અભિંન્નપણે રહ્યાં છે કર્તા, કાર્ય અને ક્રિયા ત્રણે એકવસ્તુ સ્થિતિમાં રહ્યાં છે. બિજાં કાર્યમાં કર્તા અને કાર્ય પ્રથગ ભાવમાં રેહે છે અને જુદા પ્રદેશમાં રહે છે તેવું આ કાર્ય કારણ પ્રથગ નથી પણ અભિંન એક છે. જેમ મકર અને તંતુ અથવા સ્વપ્નદ્રષ્ટા અને સ્વપ્નસાક્ષી, સ્વપ્નદ્રશ્ય અને સ્વપ્નસાક્ષ્યકાર્ય,

(૧) ઇશ્વરનું જ્ઞાન—ઉત્પતિ, પ્રલય, ગતી, આગતી, વિદ્યા અને અવિદ્યા.

કરે છે તેમ, અભિંનભાવ છે. જેમ ઘટરૂપ કાર્યનો કર્તા કુંભાર ઘટથી ભીંનપણે રહ્યો છે. અને ઘટથી જુદા પ્રદેશમાં રહ્યો છે તેમ નહી પણ કર્તા અને કાર્ય અભિંન એકપણે રહ્યા છે. મૃતીકા દંડચક્ર કુંભાર હેતુ પ્રયોજન સર્વનો એકમાં સમાવેશ થાય તેમ.

જેમ સ્વપ્નગ્રસ્ત દુઃખોથી મુક્ત કરવાને જીવને જાગૃત દશામાં લાવવાની આવશ્યકતા રેહે છે તે પ્રમાણે સંભ્રમનાં દુઃખોથી મુક્ત કરવાને જીવને શ્રીગુરૂના બોધથી સ્વ-સ્વરૂપના જ્ઞાનરૂપ પુર્વની જાગૃત દશામાં લાવવા શ્રી[1]ગુરૂરૂપ સાધનની આવશ્યકતા રેહે છે, શ્રીગુરૂ જીવને સંભ્રમ મોહરૂપ નિદ્રામાંથી સચેત કરીને જાગૃત કરે છે, તેથી સંભ્રમનાં દુઃખો એકીકાળે તત્કાળ અને તેજ સ્થળે સર્વ નષ્ટ થઇ જાય છે. અનિત્ય અને માયાવી જણુઈ જાય છે. સ્વ સત્તા શુન્ય અવસ્તુરૂપ જણાય છે. તેથી શોક મુક્ત થાય છે અને પરમાનંદને પ્રાપ્ત થાય છે.

સાધન ચતુષ્ટયની અપુર્ણતા હોય તો ચીતશુદ્ધિ થતાં સુધિનો ખોટીપો થાય છે, તેથી कालेनात्मनिर्विघ्नति કાળે

૧ ચરણદાસ—" એસા સતગુરૂ કીજીએ, જીવત ડારે મારી
જન્મ જન્મકી વાસના, તાકુદેવે જારી
ભરમ નિવારણ ભય હરન, દૂરકરન સંદેહ
નોતા ખોલે પ્રેમકા, સો સતગુરૂ કરી લેહ."

કરીને સ્વ–આત્માનુ જ્ઞાન નિશ્ચયાત્મક થાય છે. यद्गत्वान निवर्तंते. તે આત્માકાર સ્થિતિ અથવા પદ એવું છે કે એકવાર નિશ્ચયાત્મક સ્વ–આત્મજ્ઞાન થાય તેને પછી તે પદમાંથી પાછું નિકળવુ પડતુ નથી અને પુનઃ સંભ્રમમાં ભ્રમણ કરવું પડતુ નથી. શીકકો ઓગળી જતાં–અસલ ધાતુરૂપ થાય તેમ [1]વ્યક્તીભાવ નિવૃત્ત થતાં અવ્યક્તભાવે સ્થિતિ થાય છે.

**ચ. શ્લો. ૧૩ મો.**

**कोऽहं कस्त्वं कुतआयातः कोमे जननी कोमेतातः ॥**
**इति परिभावय सर्वमसारं सर्वं त्यक्त्वा स्वप्नविचारम्. ॥**
**भजगोविंदं. गोविंदंभज.**

અર્થ–હું કોણ છું તું કોણ છે, અને આ જગત વિલાસ શી–વસ્તુ છે મારી જનુની કોણ છે મારો પીતા કોણ છે? પરમાર્થ દ્રષ્ટી કરી જોતાં અખંડ એક પરમાત્મા તત્વ દ્રષ્ટાપદજ સર્વદ્રવ્યરૂપે થયું છે. સર્વ દ્રવ્ય સંભ્રમરૂપ છે અને સંભ્રમ અવસ્તુરૂપ છે અને જે અવસ્તુ હોય તે અસત્ય હોય છે અને જે અસત્ય હોય તે મીથ્યા હોય છે અને જે મિથ્યા હોય તે સારરહીત અસાર

---

૧ વ્યક્તીભાવના પ્રકાર—જ્ઞાનઆત્મા (જ્ઞાની) મહાન આત્મા (સમાષ્ટી વ્યષ્ટી ઇશ્વર,) અને શાંત આત્મા, ( નિર્વાણ ) મિથ્યાત્મા ( નાના વ્યષ્ટીગત. )

હોય છે આ પ્રમાણે સર્વ જગતસંસાર અસાર છે. જે અસાર હોય તેનો કોઇ સંગ્રહ સંચય કરતું નથી પણ તેનો ત્યાગ કરે છે માટે તે સર્વનો ત્યાગ કર. શરીરથી ત્યાગ કર્યે કંઈ ત્યાગ થતો નથી કારણ કે તે રૂપાંતર કરીને બીજારૂપે ખડો થઇ જાય છે પણ મનથી ત્યાગ કર્યો હોય તો તે ફરી ઉભો થતો નથી. મનથી ત્યાગ કરવો એટલે તેના ઉપર અરૂચી કરવી. રૂચી એટલે રાગ અથવા પ્રીતી; પ્રીતીરહીત કરો; આવશ્યકતા પુરતું તેનું ગ્રહણ બાકી સર્વત્યાગ, વેઠની પેઠે અરૂચીનો સંસાર બંધનના હેતુરૂપ નથી પણ જીવાત્માને અસંગ અલિપ્ત રાખે છે. પ્રારબ્ધભોગ, અનિચ્છિતભાવમાં બંધનરૂપ નથી. તેમજ પરેચ્છિત પ્રારબ્ધભોગ પણ બંધનરૂપ નથી.

સ્વપ્નસંસાર અસત્ય મિથ્યા હોવાના કારણને લેઇને અસાર છે. સ્વપ્નનો વૈભવ જાગૃત દશા પ્રાપ્ત થતાં અલોપ થઈ જાય છે તેથી તેમાં કંઈ સાર નથી તે વાતને ત્યાંથી પડતી મુકવી પડે છે એટલે તેનો મનથી ત્યાગ કરીએ છીએ તે પ્રમાણે આ વર્તમાન જગત સંસારને પણ વારંવાર વીચાર કરી કરીને સ્વપ્ના જેવો મિથ્યા અને અસાર જાણવો, એમ નિશ્ચયાત્મક કરવું. અસાર છે માટે તેનો મનથી ત્યાગ કરવો—એટલે અરૂચી કરવી. પ્રીતીને ઉઠાવી લેવી. જો એ પ્રમાણે અલિપ્ત રહેવાશે તો તેનો ભાવી ઉદ્ભવ બંધ થશે.

સંભ્રમનુ સ્વરૂપ ભ્રાંતી છે. રજ્જુમાં સત્ય સર્પ થયો-ક્યાં છે કે તેને સત્ય ભાવમાં નિવૃત્ત કરવો પડે માત્ર સર્પની ભ્રાંતીજ થઇ છે તો તે ભ્રાંતીની નિવૃત્તી એજ સર્પના ભયની નિવૃત્તી છે. રજ્જુમાં ભ્રાંતીના સર્પની નીવૃત્તી અધિષ્ટાન રજ્જુના સત્ય જ્ઞાનથી થાય છે તે પ્રમાણે સંભ્રમ ભ્રમણ અને સંભ્રમ ભયની નિવૃત્તી-અવ્યક્ત અવ્યય બ્રહ્મ પરમાત્મા અધિષ્ટાનવસ્તુના સત્ય જ્ઞાનથી થાય છે એટલે કે મારામાં મારાપણું જે છે તે શી વસ્તુ છે અને તેની વસ્તુસ્થીતી જે અધિષ્ટાન તેનુ સત્યજ્ઞાન થવું તે સંસારસંભ્રમભય અને દુઃખ નિવૃત્તી છે એટલે પોતાના હુંપણાનુ સત્ય જ્ઞાન થવું તે અધિષ્ટાનનુ સત્યજ્ઞાન છે. વર્તમાન જેજેજ્ઞાન છે તે સર્વ વ્યવહારીક જ્ઞાન છે પ્રાતીભાસીક ભ્રાંતી જ્ઞાન છે. સત્ય અધિષ્ટાન જ્ઞાન નથી.

શંકા—શુદ્ધ અવિકારી વસ્તુમાં સંભ્રમ અવકાશ શાથી થયો ?

સમાધાન—સંભ્રમ અથવા સ્વભાવ, અથવા પ્રકૃતી અથવા માયા એ શુદ્ધ વસ્તુનો વસ્તુસ્વભાવ છે અને અનિર્વચનીયભાવમાં મનોરાજ્યભાવે અવ્યક્તના કોઇ અણુ પ્રદેશમાં કલ્પિત રેહેછે તેથી સંભ્રમ થવો એ સેહેજ સ્વભાવ છે, પણ તે અંતવાળો છે અધિષ્ટાનના સત્ય જ્ઞાનથી નીવૃત્ત થઇ જાય છે પછી તે રેહેતો નથી.

ઉદય થવો એ સેહેજ સ્વભાવ છે અને જ્ઞાનથી નિવૃત્ત થતાં તેનો અંત આવે છે.

ટીકા—જે વસ્તુ જ્યાં ખોવઇ ગઇ હોય ત્યાંજ તે શોધવાથી તે જડે છે. નીજ આપમાં સંભ્રમ થવાથી નીજ આપ ખોવાયું છે માટે નીજ આપને શોધવાથી અસલ નીજ આપ જડી આવશે, ખોયું છે ક્યાં અને શોધીએ છીએ [1]ક્યાં? યોગ, યજ્ઞ, દાન, વ્રત, તીર્થ, પંથ, સંપ્રદાય દેવદર્શન, અંધભકતી એ સર્વ બીજી જગ્યાએ શોધવું છે માટે कोहं હું કોણ છું? હું સ્થુળ દેહ નથી અને તે દેહ મારી નથી હું તેને જાણનારો ક્ષેત્રજ્ઞ દ્રષ્ટા છું, જે દ્રષ્ટા હોય તે દ્રષ્યથી સુક્ષ્મ ભાવમાં રેહે છે અને દ્રષ્યથી અધિક પ્રદેશમાં વ્યાપક થઇ રેહે છે, સ્થુળ દેહ પંચીકૃત પંચમાહાભૂતનો છે મારો નથી એ પ્રમાણે લિંગદેહ–કારણદેહ અને મહાકારણદેહનો હું દ્રષ્ટા ક્ષેત્રજ્ઞ છુ घटद्रष्टा न घटोयथा જેમ ઘટ દ્રષ્ટા ઘટરૂપ નથી તેમ દેહ દ્રષ્ટા દેહરૂપ નથી પણ તેથી ન્યારો છે અથવા જુદા રૂપમાં છે. દેહરૂપમાં નથી. દેહ તો કાચબાના દેહ પેઠે જીવને રહેવાનુ પીંજર છે જેમ કદળી સ્તંભમાં છોડામાં છોડુ રહ્યું છે તેમ, સ્થુળમાં લીંગ રેહે છે લીંગમાં કારણદેહ રેહે છે અને કારણમાં મહાકારણ રેહે છે અને તેની પાર જીવની સ્થીતી છે. શરીર પ્રદેશમાં તે વ્યાપ્ય થઇ રહ્યો છે વ્યક્તીમાન થયો છે અને શરીર બહાર તે–વ્યાપક ભાવમાં રહ્યો છે તે અવ્યક્તભાવમાં છે. વ્યક્તીભાવમાં રહેલો પણ અખંડના

---

અખાભક્ત—" ક્થ્યું છે કંઇ અને કર્યું કશું,
જેમ, આંખનું કાજળ ગાલે ઘસ્યું. "

અણુ અંશભાવે અચળ અને-સ્થિર રહ્યો છે અને વસ્ત્ર બદલવાની પેઠે દેહ અને દેહાંતરો અને લોક અને લોકાંતરોની સ્થીતી કરે છે અને સર્વ સંભ્રમભોગ અનિર્વચનિયપણે ભોગવે છે જ્યાં જેવો નિશ્ચય ત્યાં તેવી ગતી (સ્થીતી) થાય છે. સર્વની નોખનોખી, પોતાના નિશ્ચય પ્રમાણે, અથવા પુર્વ કાળની સત્ય મનાયેલી ભાવના પ્રમાણે થાય છે. તેજ પ્રમાણે જાગૃત દશા અને સતોગુણ સ્થુળ દેહ સાથે પ્રવર્તે છે, સતોગુણ જ્ઞાનરૂપ છે. રજો સ્વપ્ન દશા સાથે ભોગ ભુમી થઈ રહે છે અને તે દશા લીંગદેહ સાથે પ્રવર્તે છે, સુસુપ્ત અને તમોગુણ કારણદેહ સાથે અને બિંદુઅર્ધ માત્રા મહાકારણ દેહ સાથે પ્રવર્તે છે. એ સર્વનો અહંભાવ દ્રષ્ટા અહં છે અને સ્વપ્ન દ્રષ્યની પેઠે સર્વ દેહો તેના દ્રષ્યરૂપ છે. માટે દ્રષ્ટા દ્રષ્યરૂપ નથી પણ દ્રષ્યના કારણરૂપ છે, કે જે અભિન્નિંમિત્તોપાદાન કારણ છે. અને દ્રષ્ટાજીવ અખંડ વસ્તુના અણુ અંશરૂપ છે કે જે અખંડ એક બ્રહ્મ પરમાત્મા સજાતી વિજાતિ અને સ્વગત ભેદરહીત અને દેશ-કાળ અને વસ્તુ અપરિચ્છિંન સર્વવ્યાપક-અવ્યક્ત તત્વબ્રહ્મ અસ્મીતા અહં છે. આ પ્રમાણે જીવ અને અખંડ વસ્તુ બંને વસ્તુગત એકજ વસ્તુ છે. સંભ્રમથી જુદો માંની રહ્યો છે. જે ભ્રાંતિ હોય તે અસત્ય અને મીથ્યા હોય છે. [1]જહદાજહદ, લક્ષણાવૃત્તી દ્વારાએ જીવાત્મા અને પરમાત્મા

---

(૧) લક્ષણાના પ્રકાર—જહદ-અજહદ અને જહદાજહદ.

એક વસ્તુસ્થીતી છે. પરમાત્માપદ એટલું તો સુક્ષ્મ છે કે તેની કંઇ ગમ પણ પડતી નથી કે તે છે કે—નથી તોપણ તે નાસ્તિત્વના પણ ભાવરૂપ નેતિ અવશેશ અસ્તિત્વ છે અને તે અપ્રતિત અહંપદ છે. તેના અતી સુક્ષ્મપણાને લેઇને नसतन्नासदुच्यते તેને સત્ કે અસત્ કહી શકાતું નથી, અવાચ્ય અગમ પદ છે.

હવે स्वप्नविचारं વિવેચન ચાલે છે.

આ ઇશ્વરકૃત જગતસંસાર અને સ્વપ્નદશા જીવકૃત જગત સંસારની સરખામણી કરતાં બંને સંસારો અને જગતો એકજ પંકતીનાં છે ફેર માત્ર એટલોજ છે કે સ્વપ્ન થોડો કાળ રેહે છે અને ઇશ્વરકૃત જગતસંસાર વધારે કાળ રેહે છે. જગતસંસારને સ્વપ્ન સાથે સરખાવ્યો છે તેથી પરલોક ભુમીકા અને લોકાંતર સ્થિતિઓ પણ–સ્વપ્નભાવમાં થાય છે એમ સમજવું નહીં પણ પ્રત્યેક એકથી એક વિલક્ષણ ભાવમાં લોકાંતરોની સ્થિતિઓ થાય છે.

જાગૃત દશામાં મનના એકાગ્રપણામાં જોયેલું, સાંભળેલુ કે અનુભવ કરેલુ હોય, તેના સંસ્કારોના મનમાં જે (પ્રતિબિંબ) પોટોગ્રાફ–પડેલા હોય છે તે સ્વપ્ન દશામાં તેવી નવી નવી આકૃતિઓ અને આકારોને દ્રષ્ટા અને સાક્ષીઅંશ જીવાત્મા અવનવાબનાવે છે અને સમષ્ટીપ્રતિબિંબ

સંયુક્ત જીવાત્મા જગત રચના આદિ સહકારી પદાર્થો પણ અવનવા બનાવી લેછે અને પોતે સુખ કે દુઃખનો અનુભવ કરે છે અને પોતામાંથી બનેલા ભોગ્ય પદાર્થોને પોતે ભોગવે છે અને તે પ્રમાણે લોક–પરલોક અને લોકાંતરોમાં પણ કૃતકર્મો અને વાસના સંસ્કારોની સાકાર વ્યક્તીઓ સ્વપ્ન નર પેઠે પોતામાંથી ઉદભવ થઈને પોતાના દ્રષ્યભાવે પોતાના ભોગ્યરૂપે અનુભવ કરાવે છે. દેશકાળ અને વસ્તુ સર્વ પોતેજ બને છે અને પોતેજ અનુભવે છે.

પુર્વ પુર્વના દેહોમાં કરેલાં કૃતકર્મો, વાસનાઓ અને દેહાધ્યાસો અજ્ઞાન,અવિદ્યાવિશિષ્ટ, વ્યક્તીજીવાત્માની વર્તમાન જગતસ્થિતિ પુર્વલોકના લોકાંતર ભાવમાં સ્વપ્ન જેવી સંભ્રમ સ્થીતી છે એટલે કે પુર્વ લોકસ્થિતિનું સ્વપ્ન તે આ–લોકસ્થિતિ અને આ–લોકસ્થિતિનું સ્વપ્ન તે ભાવી–લોકસ્થિતિ છે. સ્વપ્ન સંજ્ઞા સમજવા [1]પુરતિ મુકી છે. બાકી લોકસ્થિતિ અને સ્વપ્નમાં તો જમીન આસ્માન જેટલો તફાવત છે.

સ્વપ્ન અને સ્વપ્નાંતરો એક પછી એક ચાલતાં રેહેવાથી પ્રવાહરૂપ થાય છે તે પ્રમાણે લોક અને લોકાંતરો

૧ સર્વ દ્રષ્ટાંતો એક દેશી છે. સર્વદેશી અનૂપમ વસ્તુનુ લક્ષ્ય કરાવા પુરતો તેમનો ઉપયોગ છે. બાકી સર્વાતીત અતીંદ્રિયપદને એ દ્રષ્ટાંત લાગુ પડતુ નથી. સર્વ દ્રષ્ટાંતો જડ છે અને કાર્ય રૂપછે અને વસ્તુ ચેતનરૂપ છે અને સર્વના કારણરૂપ છે.

પ્રવાહ ભાવે ચાલતાં રેહે છે. પ્રવાહ બંધ થતો-નથી. નદી પ્રવાહના કીનારે ઉગેલા વૃક્ષના જળપ્રવાહમાં પડેલા પ્રતિબિંબ પ્રમાણે જીવાત્મા સ્થાણુ હોવા છતાં આલોક-અને પરલોકગતી પ્રવાહમાં સદા ગતીમાન રેહે છે સદા ગતીમાન રેહે છે, તે છતાં વૃક્ષના પ્રતિબિંબ પ્રમાણે તે એકની એક જગ્યાએ અચળ રહેલો સ્થીતી કરે છે. શ્રી-હરીની કોઇ અદભૂત રચના છે કે તેની કોઇને કંઈ ગમજ પડતી નથી. સંભ્રમ કદી સત્ય હોતો નથી તેથી તેની ગમ પણ સત્ય હોતી નથીં. માયાપ્રદેશમાં અઘટ હોય તે પણ ઘટે છે, ત્યાં પછી શું કેહેવું ? શ્રીહરી ઇચ્છા બળવાન છે. અનાદીકાળથી આ જગત પ્રવાહ ચાલે છે અને ભવિષ્યમાં પણ ચાલતોજ રેહેશે. સ્વપ્ન જેમ જાગૃતભાવમાં બંધ થાય છે અને જાગૃત જેમ સ્વપ્ન દશામાં બંધ થાય છે તે પ્રમાણે પોત પોતાની દશામાં સર્વ સત્ય છે દશાની બહાર સર્વ અસત્ય છે.

જે વ્યવહારીક દશામાં સત્ય છે તે (સમષ્ટીભાવ-વ્યષ્ટીભાવ ઈશ્વરભાવ, જીવભાવ, જગતભાવ, ઉત્પત્તી, સ્થીતી અને લયભાવ) પરમાર્થ દશામાં અસત્ય છે અને પરમાર્થ દશામાં જે સત્ય છે તે વ્યવહારીક દશામાં અસત્ય છે. એક અદ્વૈત અવ્યક્તપણું પરમાર્થદશાનુ તે વ્યવહારીકદશામાં અનેકપણે થાય છે. જે વ્યવહારીક દશામાં સત્ય છે તે પ્રાતિભાસિક દશામાં અસત્ય છે અને જે પ્રાતિભાસીકમાં

:ય છે તે વ્યવહારીકમાં અસત્ય છે. જીવકૃત જગતસંસાર
:રા તારા ભાવ અને જીવોની સર્વ મોહજાળો ઇશ્વરકૃત
ગતમાં અસત્ય છે, અને ઇશ્વરકૃત સમષ્ટીભાવ સમદર્શી
ાવ સ્વયંભાવ વીગેરે ભાવો જીવોના સંસારોમાં અભા-
ને પામ્યા છે તેથી અસત્ય જેવા જણાય છે. પોત પોતાની
ામાં પોત પોતાનો અમલ ચલાવે છે.

પરમાર્થ દશામાં જગતનો ત્રીકાળ અભાવ છે. હાલ
ણ અભાવ છે. વ્યવહારીક દશામાં અને પ્રાતિભાસીક
શા એ બંને દશા પરમાર્થ દશાની પ્રાતિભાસીક દશાઓ
તેથી તે બંને એકકાળાવિચ્છિંન છે. વ્યવહારીક પર-
ાર્થના એકકાળાવિચ્છિંન અને પ્રાતિભાસીક, વ્યવહારીક
ને પારમાર્થીક એ બંનેના એકકાળાવિચ્છિન્ન છે. તેથી
વકૃત સંસારજગત જીવભાવમાં સત્ય છે. ઇશ્વરકૃત સમષ્ટી
ગત ઇશ્વર ભાવમાં સત્ય છે અને પરમાર્થભાવે બંને–અસત્ય
, તેથી જગતપ્રવાહ વ્યવહારીક અને પ્રાતિભાસીક સત્તા
ાવમાં અનિર્વચનીયપણે છે અને સદા તેવો ચાલતો રેહેશે
રમાર્થ સત્તામાં ત્રીકાળ તેનો અભાવ છે.

સ્વપ્નદશામાં જીવાત્મા સ્થુળ દેહે નથી પણ સુક્ષ્મ
હે છે તે છતાં તે (૧)સ્થુળ દેહનો અનુભવ કરે છે તે

(૧) સ્થુળદેહના પ્રકાર–સમષ્ટી સ્થુળ, વ્યષ્ટી સ્થુળ–સમષ્ટી લીંગ
ષ્ટી લીંગ.

પ્રમાણેઅહં જીવાત્માઆ જગતમાંપણ પોતેપોતાને સ્થુળદેહમાં અનુભવ કરે છે. જેમ ભુતયોની અને દેવયોની સુક્ષ્મદેહમાં હોવાછતાં પણ પોતે પોતાનો સ્થુળ દેહ છે એમ જાણે છે તેમ, લોકાંતરોમાં પણ જીવ પોતાને સ્થુળ દેહમાં રહેલો જાણે છે.

મૃત્યુ પછી આલોક અદ્રષ્ય થાય છે અને વિસ્મૃત થાય છે ત્યારે પરલોકનો નવો ઉદ્દભવ થાય છે. જાગૃત દશા થતાં સ્વપ્ન અદ્રષ્ય થઈ જાય છે તેથી તે વિનાશી છે તેમ મૃત્યુ પછી આજગત પણ અદ્રષ્ય થાય છે માટે આ-જગત પણ વિનાશી છે. જાગૃત થયા પછી સ્વપ્નદેહમાં પુનઃ જવાતુ નથી તે પ્રમાણે દેહાંત મૃત્યુ થયા પછી આ દેહમાં પુનઃ પ્રવેશ કરી શકાતો નથી, સ્વપ્નજગત કાકતાલીય બન્યુ છે તેમ આજગત પણ જન્મકાળે કાકતાલીય તૈયાર બન્યું છે સર્વરચના એકદમ જન્મકાળેજ ખડી થઇ ગઇ છે. સ્વપ્નમાં જીવજ સમષ્ટી બને છે અને જીવજ વ્યષ્ટી બને છે તે પ્રમાણેઆજગતમાં પણ પુર્વનો જીવજ સમષ્ટીરૂપ થઇ રહ્યો છે અનેવ્યષ્ટીવ્યક્તીઓ પણ પુર્વ દેહનો જીવજ થઇ રહ્યો છે. તુલા અવિદ્યા મુલા અવિદ્યાના અંતરગત રહી છે તેથી બંને એક બીજાને સહકારી થાય છે. અને અભિંન ઉદવને પોતાથી ભીંન દેખાડે છે. સ્વપ્નભોગ ઇંદ્રિયોના આગેવાન મન દ્વારા એ ભોગવાયછે.આજગતનાભોગ પણઇંદ્રિયોદ્વારાએમનજ ભોગવે છે. મનજ સર્વમાં પ્રધાન છે મનજ કર્ત્તા છે અને મનજ

ોક્તા છે. અને મનજ આ સંસારરચના કરે છે. મન ચં-
ળ છે અસ્થિર છે, ક્ષણુ ક્ષણુ પ્રત્યે બદલાતુ રેહે છે. થાય
ે ને જાય છે તેથી ક્ષણુભંગુર છે, તેથી તેનો રચેલો સંસાર
ણુ ક્ષણુભંગુર છે, અને મનના સંભ્રમરૂપ છે. મન ક્ષણુ
ણે નવું નવું ઉદભવ થાય છે તેથી વિનાશી છે અને
ચંચળ છે તેથી તેનો રચેલો સંસાર પણુ વિનાશી છે અને
અસ્થિર છે, માટે તે સાર રહીત છે માટે તેના ઉપર શા-
ાટે રૂચી રાખવી ? અસારનો તો ત્યાગ કરવો જોઇએ અને
અપજોગજો રાખવો પડે તો રૂચી રહીત પ્રીતી રહીત રાખવો.

આસંભ્રમરૂપ સંસારનું મૂળ કારણુ સ્વ-સ્વરૂપ અજ્ઞાનછે
થી અજ્ઞાન તેની માતા છે, માતાની ગતી કરવીએ પુત્રનો
ર્મ છે. સ્વ-આત્મજ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત થાય છે. માટે
ાન પ્રાપ્તી કરીને માતૃગયા કરવી એ આસ્તિક શ્રદ્ધાવાન
નુષ્યનો ધર્મ છે. સદપુત્રે માતા પીતાને સદગતીએ પોચા-
વાં જોઇએ, તે ન્યાયે માતૃગતી માટે સ્વ જ્ઞાનપ્રાપ્તી કરવી
પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

વળી સ્વપ્ન જેમ ભૂત ભૌતિકભાવનો સ્થુળ અનુભવ
રાવે છે તેમ આલોકપરલોક સ્થીતીભૂત ભૌતીક ભાવનોસ્થુળ
નુભવ કરાવે છે. આલોક જેમ જન્મ અને મૃત્યુ ધર્મવાળો
તેમ પરલોક પણુ જન્મ અને મૃત્યુ ધર્મવાળો છે. શ્રી
ખે કહ્યું છે કે आब्रह्मभुवनाह्लोकाः पुनरावर्तिनोऽर्जुन હે !

અર્જુન બ્રહ્મલોક અમર લોક સ્થિતિ છે તોપણ ત્યાંથી પણ કાળે કરીને ક્ષીણ પુન્ય થયે મૃત્યુ થાય છે અને પુનઃ મૃત્યુ લોક જન્મ અને સ્થિતિ થાય છે તો પછી બ્રહ્મલોક શિવાયના અન્યલોકમાં પુનરાવર્તિ હોય તેમાં તો કેહેવુજ શું ? ભોગભુમીકાથી નીવૃત્ત થયા પછી પુનઃ પોતાના પુર્વના રાજસ તામસ કે સાત્વીક સ્વભાવને અનુસરવું પડે છે અને કર્મભુમી સ્થીતી કરવી પડે છે.

**शुक्ल कृष्णे गतिह्येते जगतः शाश्वते मते**
**एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्ततेपुनः ॥**

અર્થ—શાસ્ત્રોમાં શાશ્વતપણે બે ગતીઓનેજ પ્રતિપાદન કરેલી છે.

એક શુકલ એટલે પ્રકાશરૂપ, સ્વપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ ગતી અને બીજી ગતી કૃષ્ણગતી અંધકારરૂપ સ્વ અજ્ઞાનરૂપ છે, સ્વજ્ઞાનથી પુનરાવર્તિ નિવૃત્ત થાય છે અને સ્વ અજ્ઞાનગતીમાં વ્યક્તી ભાવ કાયમ રેહે છે તેથી પુનરાવર્તિ કાયમ રેહે છે.

જ્ઞાનનો પર્યાય શબ્દ અર્ચિસ, પ્રકાશ છે અને અજ્ઞાનનોપર્યાય શબ્દ ધુમ્ર, અંધકાર છે તે પ્રમાણે જ્ઞાનને દીવસરૂપ કેહે છે અને અજ્ઞાનને રાત્રીરૂપ કેહે છે, તેજ પ્રમાણે જ્ઞાનને ઉત્તરાયણ કેહે છે. અને અજ્ઞાનને દક્ષિણાયન કેહે છે, જેમ વર્ષકાળના બે વિભાગ તેમ ગતીના બે વિભાગછે.

મનનીવૃત્તીદ્વારાએ સતત અનુસંધાન રાખનારાને
ાજયોગી કેહે છે, અને પ્રાણુનિરોધ આદી હઠની ક્રિયા
ારનારને હઠયોગી કેહે છે. સતત્ અભ્યાસના બળથી જે
ાગી મૃત્યુકાળે વ્યક્તીભાવને અવ્યક્તભાવમાં જ્ઞાનદ્વારાએ
સ્થિત કરે છે. તે યોગી પુનરાવર્તિ રહીત થાય છે.

धूमो रात्री स्तथा कृष्णः षण्मासा दक्षिणायनम्
तत्रचां द्रमसं ज्योति र्योगी प्राप्यानिवर्तते
अग्नि र्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम्
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥

અર્થ—અંધકારમય રાત્રી સ્વરૂપ જેવી 'કૃષ્ણ' વર્ણ
જેવી જેકાળી ગતી છે વળી જે ષટમાસ દક્ષિણાયન રૂપ
જેવી છે અવિદ્યા રૂપ છે તેથી તે વ્યક્તીભાવથી મુક્ત
કરતી નથી તે ગતીને હઠ યોગીઓ પામે છે જોકે યોગના
ાભાવે તે ચંદ્ર પ્રકાશ જેવી પ્રકાશીત ગતી હોય છે તો
ાણ તે પુનરાવર્તિને નિવૃત્ત કરતી નથી.

બીજી ગતી શુકલ ખટમાસ ઉત્તરાયણરૂપ છે
અગ્ની જ્યોતી જેવી પ્રકાશીત દીવ્ય જ્યોતી રૂપ છે સુર્ય
પ્રકાશ રૂપ દીવસ સમાન છે સ્વરૂપ જ્ઞાનના સતત અભ્યાસ
રૂપ રાજયોગના પ્રભાવે બ્રહ્મને જાણનારા [1]યોગીઓ તે બ્રહ્મ
ગતીને પામે છે. તે ગતી સુર્ય પ્રકાશ જેવી ઉગ્ર પ્રજવ-

(૧) યોગના પ્રકાર—વાણીલય. મનોલય, બુદ્ધિલય અહંકારલય.

લીત અગ્ની સમાનછે, સ્વ-પ્રકાશ અને પર-પ્રકાશ બંનેછે અને તે સર્વ સંભ્રમોને ભસ્મી ભૂત કરી નાંખે છે અને યોગીને વ્યક્તી ભાવથી મુક્ત કરે છે તેથી તે યોગી અવ્યક્ત ભાવને પામે છે તેવા રાજયોગીઓ પુનરાવર્તિ રહીત થાય છે. અખંડ એક અદ્વૈત સજાતી, વિજાતી સ્વગત [1]ભેદ રહીત ચિદાકાશ પરમાત્મા સાથે ઐક્યતાને પામે છે. સજાતિ ભેદ જેમ બે મનુષ્યો એક બ્રાહ્મણ હોય અને એક ક્ષત્રીય હોય એવો જાતીભેદ, એક મનુષ્ય અને એક પશુએ વિજાતિ ભેદ-અને એક શરીરનાં જુદાં જુદાં અંગોએ સ્વગત ભેદ એવા ત્રણ પ્રકારના ભેદથી રહીત અખંડ એક દેવ પરમાત્મા છે.

**चंचलं हिमनः कृष्ण** અર્જુન પુછે છે કે હે મહારાજ મારૂ મન ઘણું ચંચળ છે એક પળવાર પણ સ્થીર ચિત થતુ નથી વળી તે પ્રમાથી, ઉન્મત્ત છકેલુ રહે છે વારી રાખેલુ પણ રેહેતુ નથી અને બળાત્કારથી વિષયો ઉપર ઝડપ મારે છે અને વળી વળીને સંસાર તરફ દોડા દોડ કરે છે તેને એકનિષ્ઠા ઉપર રોકી રાખવું તે અશક્ય છે, જેમ સર્વત્ર વ્યાપક વાયુ, હવાની, ગતી રોકી રોકાતી નથી તેમ મન પણ રોક્યુ રોકાતુ નથી માટે હે! પ્રભુ હે!

---

(૧) ભેદના પ્રકાર—જીવ અને ઇશ્વરનો ભેદ, જીવોનો પરસ્પર ભેદ, જીવને જડનો ભેદ, ઇશ્વરને જડનો ભેદ, જડ અને જડનો ભેદ, સજાતી-વિજાતી, સ્વગત ભેદ.

શ્રીકૃષ્ણ પરમાત્મા મનનો નીગ્રહ કરવાનો, મનને રોકવાનો, મનનો પરાજય કરવાનો, સેહેલો ઉપાય બતાવો, ત્યારે શ્રી ભગવાન કેહે છે કે તે વાત સાચી છે, મન તેવુંજ છે, દુર્નિગ્રહ છે, અને ચંચળ છે, પણ તેને કબજે લેવામાં, તેને વશીકાર કરવામાં તેનો નિગ્રહ કરવાનો નીત્ય પ્રતી અભ્યાસ રાખવો તે અભ્યાસ દ્વારાએ તે સેહેલાઇથી કબજે થશે, વળી જે પદાર્થ ઉપર તે જાય, તે તે પદાર્થનો વિનાશ તેને બતાવવો અને નાશવાન, અસ્થિર, સંસારનો વૈરાગ્ય ઉપજાવવો, જેથી તે તે પદાર્થો ઉપર જવાનું તેને પછી ગમે નહી. પદાર્થોના દોષો બતાવી બતાવીને તેને અણુ-ગમો ઉપજાવવો, પુનઃ પુનઃ અભ્યાસ અને પુનઃ પુનઃ વૈરાગ્ય એ બંને મનને પકડી રાખનાર ઉત્તમ સાધન છે અને તેમ કરવા છતાં પણ જો તે પ્રમાથી મન, ન, રોકાયતો, તેના ઉપર દંડ મુકવો અને તેને શાસન સીક્ષા આપવી અને તેને યોગ માર્ગના રસ્તે લેવુ **निरुद्धं योग सेवया** યોગનુ સેવન કરીને તેનો નિરોધ કરવો. **यतो यतो निश्चरति मन श्चंचल मस्थिरम्** ચંચળ અસ્થિર મન જ્યાં જ્યાં જે જે અન્ય ભાવ ઉપર જાય ત્યાંથી ત્યાંથી તેનો પ્રત્યાહાર કરીને તરત પાછુ વાળવું અને તેને ધ્યાન ધારણા કે અંતર અભ્યાસ ઉપર પુનઃ પુનઃ લાવી લાવીને મુકવું. પોતાના પારમાર્થિક શાસનમાંથી છટકી જવું તે ચંચળ અને અસ્થિર મનનો સ્વભાવ છે અને તેને ફરી ફરીને ક્ષણે ક્ષણે

પાછું વાળી લાવવું તે પુરૂષ પ્રયત્ન, પુરૂષાર્થનો ધર્મ છે માટે યત્નના સકંચાથી કદી મનને રહીત રેહેવા દેવુ નહી. પ્રાણ અને અપાનની ગતી અથવા શ્વાસ અને ઉછશ્વાસની ગતી સાથે તેને જોડી દેવું. મન આપથી કંઈ જઇ શકતુ નથી કારણ કે તે પાંગળું છે, તેને જ્યાં જ્યાં જવું હોય ત્યાં ત્યાં પ્રાણ વાયુ તેને વહન કરીને લેઇ જાય છે. શરીરના અંદરના પ્રદેશમાં કે શરીરના બહારના પ્રદેશમાં પ્રાણ વાયુજ તેને લેઇ જાય છે માટે પ્રાણ તેનો ઘોડો છે અને મન તેનો સ્વાર છે. પ્રાણ રૂપ ઘોડા ઉપર સ્વાર થઇને મન શરીરના અંદરના પ્રદેશમાં તેમજ બહારના પ્રદેશમાં જાયછે. જ્યાં જ્યાં મન જાયછે ત્યાં ત્યાં પ્રાણને પણ સાથે રહેલોજ જાણવો. પ્રાણ વગર એકલુ મન રેહેતુ નથી. માટે મનનો નિગ્રહ કરવામાં પ્રથમ તેના અશ્વનો નીગ્રહ કરવો પડે છે જો ઘોડાનો નિગ્રહ થાય તો સ્વારનો નિગ્રહ આપો આપથી થાય છે માટે ચિત્તનો અથવા મનનો નિરોધ કરતા પેહેલાં પ્રાણનો નિરોધ કરવો જોઇએ છે. પ્રાણનો નિરોધ કરવામાં યોગ શાસ્ત્રમાં જુદા જુદા પ્રકાર બતાવ્યા છે જેવા કે પ્રાણાયામવિધિ કુંભક પ્રાણાયામ ભસ્રામુદ્રા, ધ્યાન ધારણા, ત્રાટકમુદ્રા, ધ્વની મુદ્રા, શ્રોત્ર, ચક્ષુ આદી ઈંદ્રિયોનો નિગ્રહ આદી ઘણા ઘણા પ્રકારની ક્રિયાઓ છે પણ સર્વનો લક્ષ્ય ચિત્તના નિરોધ ઉપર છે અને તેને સાધવા પ્રાણનો નિરોધ કરવાની જરૂર છે, જાપ

અથવા નામ સ્મરણ એ પણ તેનું એક અંગ છે. ચીત્તને ચંચળતાના સ્વભાવથી રોકવું એ યોગનું અંગ છે. પુર્વક, કુંભક અને રેચક એ પ્રાણાયામના પ્રકાર છે. ૐકાર પ્રણવની એક માત્રા ગણી છે. એકથી પુર્વક તો બેથી રેચક અને ચાર માત્રાથી કુંભક કરવો અને તે પ્રમાણે માત્રા વધારવી. યોગની ક્રિયાઓ સર્વ ગુરૂસમક્ષ થાય છે અખા ભક્ત કેહે છે કે "દેખાદેખી સાધે જોગ પડે પિંડ કે વાધે રોગ" માટે યોગ ક્રિયા ગુરૂ મુખજ થાય છે, કંઠદેશથી નાભી સુધી બાર આંગળ પ્રદેશ છે ત્યાં સુધી બહારનો વાયુ શરીરની અંદર પ્રવેશ કરે છે તેને અપાન વાયુની 'સંજ્ઞા' કેહે છે અને જે કંઠ પ્રદેશથી બાર આંગળ બહાર જાય છે તેને પ્રાણ સંજ્ઞા કેહે છે આ બંને સાથે પોતાનો ગુરૂ મંત્ર જોડી દેવો અને અપાનના અંતમાં અંદર કુંભક કરવો અને પ્રાણના અંતમાં બહાર કુંભક કરવો અને કુંભકમાં પણ ગુરૂ મંત્ર મનોમય કરવો એ સેહેજ પ્રાણાયામ અથવા શ્વાસોશ્વાસનું નામ સ્મરણ છે, માનસીક પુજા પણ યોગનુંજ અંગ છે, જ્યાં સુધી ઉપાસ્ય ઉપાસક પ્રતિતિ જણાય ત્યાં સુધી તેનુ સવિકલ્પપણું છે અને જ્યારે ધ્યેયાકાર ઐક્યતા થાય ત્યારે તે નિર્વીકલ્પપણું છે, જ્યારે જ્યારે મનની ચંચળતા થાય અથવા વિક્ષેપતા ક્ષોભ થાય ત્યારે ત્યારે કુંભક પ્રાણાયામની ક્રીયા અને પ્રત્યાહાર ક્રિયા યોજવી, શ્વાસોશ્વાસે નામ

સ્મરણની સતત્ ક્રિયાને દીર્ઘતા ઉપર લેવી તે ક્રિયા પણ સહજ કુંભક રૂપ છે, આ પ્રમાણે પ્રાણોનો નીગ્રહ મનના નિગ્રહ રૂપ છે. મનનું અમન થવું એજ મોક્ષ છે.

अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते ॥ સર્વમાં એકજ વસ્તુ વશી રહી છે તોપણ અજ્ઞાની લોકો પોતાનો વ્યકતી ભાવ જુદો રાખીને હું કર્તા હું ભોકતા એવો [1]અહંકૃતી ભાવ કરે છે તેથી તેની પુનરાવર્તિનો કદી અંત આવતો નથી. માટે વ્યકતીભાવનો અત્યંતાભાવ થતાં સુધી અથવા તો દેહાંત થતાં સુધી તત્વનીષ્ટ હોય તોપણ અને અજ્ઞાની મુમુક્ષુ હોય તોપણ

**अध्यात्म ज्ञान नित्यत्वं तत्वज्ञानार्थ दर्शनं,**
**एतज्ज्ञानमितिप्रोक्तमज्ञानं यदतोन्यथा.**

તત્વજ્ઞાનનાસ્વરૂપનાંસર્વાંગે સંપુર્ણ પરીપુર્ણ દર્શન જ્ઞાનચક્ષુથી કરવા માટે જે જીજ્ઞાસુજનો, મુમુક્ષુજનો આયુષ પર્યંત અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ રાખે છે, તેમનેજ તત્વદર્શન થાય છે, નીત્યના અભ્યાસથીજ જ્ઞાનાધ્યાસ બને છે, અધ્યાસ થાય તેને ફળ પણ સત્યપણે થાય છે. જો અજ્ઞા-

(૧) અહંકારના પ્રકાર—શુદ્ધ અને અશુદ્ધ અથવા વિદ્યારૂપ અને અવિદ્યારૂપ અથવા અવ્યકતોહં અને દેહોહં અથવા મુખ્ય અને અમુખ્ય, અથવા સામાન્ય અને વીશેષ.

નનો અધ્યાસ રહે તો સંભ્રમ ચાલતો રેહે છે. અજ્ઞાનનો સંગ રેહેવાથી અજ્ઞાનવધે છે.જ્ઞાનાધ્યાસથી તાજુને તાજુ સ્મૃતી જ્ઞાનરેહેછે, અથવાતો તદ્દાકાર બનાવેછે, માટે જ્ઞાનનો અભ્યાસ નીત્ય પ્રતી રાખવો એજ પુર્ણ જ્ઞાન છે અને અભ્યાસમાં તુટક પાડવી તે અજ્ઞાન છે અને તેથી પુનરાવર્તિ બંધ થતી નથી. અજ્ઞાનના સંગથી પુનરાવર્તિ ઉલટી વધે છે. વ્યષ્ટીભાવમાં કે સમષ્ટીભાવમાં મુલા રૂપે કે તુલારૂપે સર્વ માયા અવિદ્યાજ છે. અવ્યકતભાવ રેહે તેજ જ્ઞાન છે અને એવો ભાવ થવો ઘણા પ્રયત્ન સાધ્ય છે. **अव्यक्ताहि गतिर्दुःखं-देहवद्भिरवाप्यते.** દેહવ્યકતીમાં અહંપ્રતિતિ દેહાંત પ્રર્યંત રેહે છે તેથી દેહ હોવા છતાં અવ્યક્ત સ્થિતિએ કાયમ રેહેવું તે મહાન કષ્ટ સાધ્ય છે.

**नहीतेस्नतिपार्थजानन** માટે તેવું ન બને તો યોગી એવું સમજીને ચલાવે છે કે આ સંસાર સંસૃતી સત્ય ભાવમાં થઇ નથી માટે સર્વ પદાર્થમાં વિમોહીત ન રેહેવું અને સતત ભજન પરાયણ-રેહેવું, માટે હે ! અર્જુન તું પણ ભકતીરૂપ યોગ સાધના કર. શ્રીગોવિંદનામનું ઉલટું અને સુલટુ નામ સ્મરણ કરવાથી કીટપતંગ ન્યાયે ગોવિંદગતી (સ્થિતિ) થાય છે. વાલ્મીકજી જાતે ભીલ હતા પણ રામ નામ મંત્રનો ઉલટો અને સુલટો જાપ કરવાથી બ્રહ્મગતીને પામ્યા હતા. શ્રીમુખે કહ્યું છે **ॐ मित्ये काक्षरं** ૐકાર એકાક્ષર મંત્ર બ્રહ્મ સુચક છે તે દ્વારાએ મૃત્યુકાળે પણ

જો કદી કોઇ બ્રહ્મસ્મરણુ કરે તો તેની બ્રહ્મગતી (સ્થીતિ) થાય છે તો જે સતત્ કરે તેની બ્રહ્મગતી થાય તેમાં તો નવઈજ શી ? स्थित्वा स्यामंत कालेऽपि ब्रह्म निर्वाण मृच्छति જો કદી કોઇને અંતકાળે પણ બ્રહ્મ ભાવ સ્મરણ આવી જાય તો તે નિર્વાણ ગતી બ્રહ્મ પદને પ્રાપ્ત થાય છે. તો જેણે સતત બ્રહ્મઅભ્યાસ કર્યો હોય તે બ્રહ્મ ભાવને પ્રાપ્ત થાય એમાં તો નવઈજ શી છે ?

માટે બ્રહ્મરૂપ શ્રીગોવિંદ નામસ્મરણનો સતત અભ્યાસ પાડવો. નાનાવિધ નામમાં કંઈ ગુંચવાવું નહીં. માહાત્મ્ય સુચવવાને શાસ્ત્રોમાં જુદાં જુદાં નામ આપ્યાં છે. બાકી અવાચ્યપદમાં નામ કે રૂપ એકે નથી. કંઈ પણ અવલંબન વગર અગમ્ય વસ્તુને ગ્રહણ કરવી અશકય છે, માટે મનના ટેકા આધાર માટે નામ અને રૂપનું વિધાન કર્યું છે કે તે દ્વારાએ સુમુક્ષુજન અગમ્ય વસ્તુને સુલભપ્રાપ્ત કરી શકે. માટે નામ સ્મરણનો પ્રતાપ જ્ઞાનથીપણ મોટો છે. જ્ઞાનને પણ નામનોજ આધાર લેવો પડે છે નામ વગર અગમ્ય વસ્તુ કયા પ્રકારે ગ્રાહ્ય થાય ? માટે નામ સ્મરણુ એ સર્વોપરી સાધનછે. જ્યાં નામ નથી ત્યાં કંઈજ નથી અને જ્યાં નામ છે ત્યાં સર્વ છે. નામ છે તે અવ્યકતનુ વ્યકતી સ્વરૂપ છે તેથી નામ દ્વારા એજ અવ્યકતપદ ગ્રાહ્ય થાય છે શ્રીમુખે કહ્યુ છે કે भक्तया लभ्य न त्वन्यथा જો કે હું અલભ્ય, અગ્રાહ્ય વસ્તુ છું, કારણ કે હું અવ્યકત

છું તોપણ હું **નામસ્મરણરૂપ** ભકતીદ્વારાએ સુલભ લભ્ય થઉ છું અને ગ્રાહ્ય થઉ છું ×ભક્તી વગર જ્ઞાનકે બીજા કોઇ પણ અન્યસાધનથી હું લભ્ય થતો નથી કે ગ્રાહ્ય પણ થતો નથી માટે નામ સ્મરણનો પ્રતાપ અગાધ છે. શ્રીતુલસીદાસ મહારાજ નામના પ્રતાપ વિશે કહે છે કે:—

"કહો કાં લગી નામ બડાઇ, રામ ન સકે નામગુણ ગાઈ
[1]અગુણ [2]સગુણ દોઉ બ્રહ્મસ્વરૂપા, [3]અકથ, અનાદિ
[4]અગાધિ [5]અનૂપા
મેરેમત બડનામ દુહુતે, કિય જે યુગ નિજવશ નિજ, [6]બુતે.
કહુ નામબડ [7]રામ તે, નિજ વિચાર અનુસાર
બ્રહ્મરામ તે નામબડ, વરદાયક વરદાન.[8]
[9]ઝૂઠો સત્ય જાહિ બિનુ જાને જિમિભુજંગ [10]બિનુ
રજ્જુ પહિચાને
જેહિ જાને જગ જાઇ [1]હિરાઇ, જાગે યથા સ્વપ્ન ભ્રમ જાઈ
રામભજન બિન સુનહુ ખગેશા મિટે ન જીવન કેર [2]કલેશા.

---

× ભક્તી એટલે અવિચ્છિન્ન, સતત, સ્મૃતીનું અનુસંધાન.

(૧) નિર્ગુણ બ્રહ્મ અવ્યક્ત, (૨) સગુણ બ્રહ્મ ઇશ્વર, ૩ અવાચ્ય પદ અનામી પદ ૪ અપાર ૫ અપ્રમેય. ૬ બળથી, ૭ રામ વ્યાપક બ્રહ્મ. ૮ નામ વડે વરદાન પામે છે. ૯ મિથ્યા જગત, સંભ્રમ. ૧૦ રજ્જુ અધિષ્ટાનનુ સત્ય જ્ઞાન ન થાય ત્યાંસુધી ભુજંગ, સર્પ ભય રેહે છે તેમતેવો ભય.

૧ હરાઇ જાય છે અસત્ય જણાયછે. ૨ અસહ્ય આધી વ્યાધી દુ:ખ.

ઉલટા [3]નામ જપત જગજાના વાલ્મિકિ ભયે બ્રહ્મ સમાના.
ઉમા કહો મેં અનુભવ અપના, હરીકો ભજન સત્ય જગ સ્વપ્ના

જાસુનામ [4]ભવ [5]ભેષજ, હરણ [6]ઘોર [7]ભય [8]શૂલ
સો કૃપાલુ મોહીં તોહીં પર સદારહહિં [9]અનુકૂલ
સો ×કુલ ધન્ય ×ઉમાસુન જગત [10]પુજ્ય [11]પુનીત
શ્રી રઘુવીર [12]પરાયણ જેહિ કુલ ઉપજ [13]વિનીત." (ભકત)

"શ્રીગુરૂ નાનક સાહેબ કેહે છે કે

નિશદિન જો નાનક ભજે રૂપરામ તિહજાન
હરિજન હરિ અંતર નહિં નાનક સાચી માન."

**ચ. શ્લો. ૧૬ મો.**

**कुरु ते गंगा सागर गमनं व्रत परिपालन मथवादानम्**
**ज्ञानविहीने सर्वमनेन मुक्तिर्नभवति जन्म शतेन ॥**
**भजगोविंदं. ॥**

---

૩ ઉંધું નામ રામને બદલે મરા નામ ૪ સંસારરૂપ રોગનું. ૫ ઔષધ. ૬ ભયાનક ૭ બીક ભય. ૮ સંનિપાતની ભયાનક પીડા અને અસહ્ય દુઃખ ૯ સુલભ, મારક, કૃપાળુ, રેહેજો ૧૦ પુજવા યોગ્ય ૧૧ પવિત્ર કરનાર. ૧૨ રામાકાર. તદાકાર ભક્ત. ૧૩ ભક્તરાજ, અનન્યભક્ત. × મહાદેવજી ઉમીયાને કહે છે કે. × જે કુળમાં પ્રતાપી ભક્તરાજ જન્મ ધરે છે તે આખુ કુળ ધન્ય છે, જગ પાવન છે, જગ પુજ્ય છે ભક્તરાજ કંઇક જીવોના ઉદ્ધાર કરે છે તેથી તે પુન્યના પ્રભાવે ;તેમની તથા તેમના મોસાળ પક્ષની સ્વસુર પક્ષની, બેન, દીકરી, ગુરૂ વીગેરે મળીને ૭૧ પેઢીના ઉદ્ધાર થાય છે માટે ધન્ય છે તેવા શ્રી હરીના ભક્તને, બલીહારી છે.

**અર્થ**—પતીત પાવની, અધમ ઉદ્ધારિણિ શ્રીભાગીરથી ગંગાજી—સ્નાન કરો, જળપાન કરો કે દર્શન કરો કે કાશીઆદી ક્ષેત્રોમાં તીર્થનિવાસ કરો કે જે સ્થળે શ્રી ગંગાજીએ સમુદ્રમાં પ્રવેશ કર્યો છે ત્યાં તે સહસ્રમુખિ થયાં છે તે સ્થળને તીર્થ ગંગાસાગર કેહે છે ત્યાં તીર્થ-ગમન કરો અથવા નાના પ્રકારનાં વૃત્તોનુ આચરણ કરો તેમનુ પરીપાલન કરો અથવા દાન ધર્મઆદિ સતકર્મોનું પરીપાલન કરો અને તે શીવાય અન્ય બિજાં સાધનોનુ સેવન કરો તોપણ જ્ઞાનથી વિહીનપણામાં કદી કોઇને પણ સર્વ અનર્થોની નિવૃત્તી સર્વ જન્મ મરણની નિવૃત્તી સર્વ-ક્લેશો અને સર્વ દુઃખોની નિવૃત્તી અને પરમ આનંદની પ્રાપ્તીરૂપ કૈવલ્ય સ્થિતિ નિર્વાણ સ્થિતિ પરમ શાંતિ એવો આત્યાંતિક મોક્ષ થવાનો નથી એ વાત 'સિદ્ધાંત' છે. સર્વ સાધનો શ્રદ્ધા દ્વારાએ ઉંચા ઉંચા લોકમાં ભલે સ્થિતિ કરાવશે અને તેવા સો બીજા જન્મો પણ લેવઇ જશે પણ સંભ્રમનો કદી અંત આવશે નહીં, તેનો અંત તો જ્યારે શ્રી સદગુરૂ દ્વારાએ સદબોધ લેઇને સત્ય જ્ઞાનપ્રાપ્તી દ્રઢ કરીને સંશયરહીત કરીને નિશ્ચયાત્મક કરીને સ્વ–સ્વરૂપાકાર સ્થિતિ કરશે ત્યારેજ, તેનેજ, આત્યાંતિક મોક્ષ થશે. કોઈ વિરલા પુરૂષનેજ થાય છે. અપુર્ણ અથવા યોગભ્રષ્ટને ઉત્તમ લોક પ્રાપ્તિ થાય છે, કરેલું કંઇ વ્યર્થ જતું નથી. પુર્વાભ્યાસેનતેનૈવ પુર્વનો—અભ્યાસ વ્યર્થ જતો નથી, અપક્વ

જીજ્ઞાસુભાવીમાંપકવતાને પામે છે.તેનો પવિત્ર કુળમાંપવિત્રને ઘેર ભાવીજન્મ થાય છે અને બુદ્ધિશાળી થાય છે અને તેને પાછલા સંસ્કારો ઉદય થઇને જે પુર્વનું અપુર્ણ રહ્યું હોય તે પુર્ણ કરાવે છે અને સોળે કળા સંપુર્ણ જ્ઞાન સ્થિતિ થાય છે. આવો જન્મ થવો અતિ દુર્લભ છે. સકામ કર્મનિષ્ટ લોક સંભ્રમ દ્વારાએ ઉંચલોક નિવાસરૂપ ગતીને પ્રાપ્ત થતા રેહે છે, પણ તેમને આત્યાંતિક મોક્ષ થતો નથી માટે હે અજ્ઞાની જીવ તું સર્વ લોલુપ્તા અને સંભ્રમ મુકી દે અને શ્રીગોવિંદની અનન્ય ભક્તી સતતકર તેમાં સર્વ આવી જશે, જેમ હસ્તિના પાદમાં સર્વનાં પગલાં સમાય છે તેમ અથવા **यावनर्थउदपानेसर्वतः संप्लुतोदके** જેમ એક મોટુ જળાશય બીજાં નાનાં જળાશયોનિ ગરજ સારે છે તેમ તારામાં તારા આપપણામાં ગો એટલે ઇંદ્રિયો અને વિંદ એટલે જાણનારા એવા તે શ્રીગોવિંદપણે ક્ષેત્રજ્ઞ થઇ રહ્યાં છે તારામાંજ અંતર્યામી થઇને કુટસ્થ ભાવમાં અચ્યુતપણે રહ્યા છે અને તારા સર્વ સંભ્રમો અને સર્વ કર્મોના પ્રેરક અને સત્તા સ્ફુર્તી કરનારા છે, તારા સાક્ષી છે. તારા કર્મોના ફળદાતા છે, તારી દેહાંતર ગતીઓ અને લોકાંતર ગતીઓના નિયામક યોજક નિયંતા છે, વળી તે ભક્તવત્સલ ભગવાન છે, ભક્તરક્ષક ભગવાન છે ભક્તપ્રતિપાલ છે. સર્વ સમર્થ છે, અકામ મુર્તિ છે જે સમષ્ટીરૂપ છે જે નાના વ્યક્તીરૂપ છે અને તેની પાર જે માયારહીત

 હ અને સર્વ વ્યાપક તત્વ બ્રહ્મ છે જે સર્વમાં અંતરા
ામપણે અખંડ એક અદ્વૈતપણે રહ્યા છે જે અહંપદ
ાવા છતાં તત્ સંજ્ઞાવાચક બ્રહ્મ કેહેવાય છે તે ગોવીંદ
ારા જીવાત્માના પણ જીવાત્મા એવા અંતરાત્મા ભાવમાં
થતિ કરી રહ્યા છે તેમ, તેથી ગોવીંદ તારાથી સદા
ાભિંનપણે રહ્યા છે તું તેમનાથી કદી જુદો રેહેતો નથી
ારા જીવપણાના ભાવમાં તે ફળદાતા ઈશ્વરભાવ
્યવહારીક છે અને પરમાર્થ ભાવે શુદ્ધ તત્વ
ાવિકારી છે પ્રાતિભાસીક કર્મકર્તા જીવભાવ તો
ાર્વ વ્યક્તીઓમાં છેજ આ પ્રમાણે જીવપણાનો એક
ાવ કેહેતાં ત્રણે ભાવનો સમાવેશ સમજી લેવો. હે મૂઢ
! અજ્ઞાની જીવ તું તે ગોવિંદ પ્રભુનું ભજન સ્મરણ
ાભેદભાવે કર. તે ભક્તીને **પરાભક્તી** ( શ્રેષ્ટ ભક્તી )
કે છે **भक्तिमयि परांकृत्वा मामेवैश्यत्य संशयः** હે !
ર્જુન તું મારી **પરાભક્તી** કરીને જો તું મારી સાથે અ-
ેદ થઇશ તો તું સદા મારામાંજ રહેલો (સ્થિતી કરેલો)
ીશ, એ વાતમાં, એ-સિદ્ધાંતમાં, જરા પણ સંશય
રીશ નહી.

શ્રીગોવિંદની ભક્તી, એ દાનની, ધ્યાનની, જ્ઞાનની,
તની, તીર્થની, અને સર્વ સાધનોના, પેલી પારની વાત
, ભક્તીના ચિંતામણી ગુણ તો જે સમજે તેજ સમજે છે.

મહાત્મા તુલસીદાસજી કેહે છે કે—

"[1]સુન ગરૂડનિજ હૃદય વિચારી, મેં રઘુવીર ભજન ×અધિકારી
[2]સાધક [3]સિદ્ધ વિમુક્ત[4] ઉદાસી,[5] [6]કવિ [7]કોવિદ વિરકત
[8]સંન્યાસી

ચોગી શૂર તાપસ જ્ઞાની, ધર્મનિરત પંડિત વિજ્ઞાની
તરહિં, ન, બિન, સેયે, મમ સ્વામી, રામ નમામિ નમામિ નમામિ
શરણુ ગયેમોસે [10]અઘરાશી, હોહિં શુદ્ધ [11]નમામિ અવિનાશી."

જગદગુરૂ શ્રીશંકરાચાર્ય ભગવાન મૂઢમતી એવું

---

× શ્રી કાગભુશંડજી ગરૂડજીને કહે છે કે ભકતીનો ચમત્કાર જુવો હું જાતનો કાગ અપવીત્ર અને પાપયુકત તે ભકતીનું શરણુ લેવાથી શ્રીરામ ભક્તીનો અધિકારી બન્યો અને ચિરંજીવીપણાના વરદાનને પામ્યો તે વાતને તમેજ હૃદયમાં વીચાર કરી જુઓ.

૧ કાગભુશંડજી ગરૂડજીને કહે છે કે વિષ્ટા આદિ અપવિત્ર ભક્ષણુ કરનાર કાગ જાતનો હું એક કાગતે શ્રી રામભક્ત કેહેવાઉ છું તે કંઇ ઓછી વાત છે કે! (૨) યત્ન દશા વાળો. (૩) સંસીદ્ધીને પામેલો. ૪ મુક્ત થયેલો (૫) ત્યાગી થયેલો, ૬ જ્ઞાન નિપુણ. ૭ વૈરાગી ૮ ત્યાગી દંડી સંન્યાસી, યોગ સિદ્ધ, જીતેંદ્રિય, તપસ્વી, જ્ઞાન સિદ્ધ, સ્વધર્મ સેવનાર, શાસ્ત્રનો નિર્ણય કરનાર, (૯) સ્વ-સ્વરૂપ વેત્તા—આત્મવેતા, કાવે તે હોય પણુ મારા સ્વામી શુદ્ધ અવિનાશી સર્વના અંતરાત્મા શ્રી રામના સેવક—ભક્ત નહી થાય તે કદી પણુ સંભ્રમ સંસાર તરશે નહી (૧૦) અઘોર પાપી, પણુ શ્રીરામ શરણુ લેવાથી વિશુદ્ધ થાય છે. (૧૧) મન, કાયા, અને વાણી ત્રણેથી અને ચોથા જીવ ભાવે નમસ્કાર છે.

સંબોધન આપીને અજ્ઞાની સર્વ જીવ વ્યક્તીઓ પ્રત્યે કેહે છે કે હે અજ્ઞાની જીવ, જો, તારાથી કંઇ સુકૃત ના બને તો એક યદ્કિંચિત્ જેટલું કામ તો તું મારી સલાહ, મારી ભલામણથી કર, સર્વશક્તીમાન, જગતકર્તા સર્વ ઈશ્વરોના પણ ઈશ્વર અને સર્વના કારણ એવા સર્વમાં અંતરાત્માપણે રહેલા એવા અખંડએક સર્વવ્યાપક શ્રી ગોવિંદને ભજ. ભજનમાં સર્વ સમાયેલું છે, જ્ઞાન, દાન, ધ્યાન, આદી સર્વ. જ્ઞાન સાધક અને જ્ઞાન સંસિદ્ધ જ્ઞાની સર્વને ભજનજ, યોગક્ષેમ કરનાર છે, ભજનનો ત્યાગ કરનાર ભુલો પડશે અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થશે. ભજનનો આદર કરનાર, સંસિદ્ધ થશે. ધન્ય છે, બલીહારી છે. શ્રીહરી આપે આપના નામસ્મરણમાંજ સર્વનો અંત લાવી મુકયો છે. વાહરે ! વાહ ! હે ! પ્રભુ હું આપનાં શું વખાણુ કરૂં ? જેને લોકો સેહેજ રૂપ ગણે છે, જેને, નમાલી ભકતી ગણે છે, જેને જગતના લોકો તુચ્છકાર કરી કાઢે છે, જેને આદર સતકાર મળતો નથી, જેને ઘેલછાના રૂપમાં ગણે છે, જેનો આદર કરવાને લોકોને સંકોચ થાય છે તે ભક્તીને આપે સર્વના શ્રીરોમણી કરી દીધી છે. પ્રથમ આદી અવસ્થામાં પણ ભક્તી અને અંતદશા, જ્ઞાનસ્થિતિ, સ્વરૂપાકાર દશામાંપણ, ભક્તીજ કર્તવ્ય કહી છે, તેવીના તેના અભાવમાં કિનારે આવેલું વહાણ પણ ડુબી જાય છે.

હે ! ત્રીલોકીનાથ મને આપનો સાચો ભકત બનાવજો,

અપુર્ણતાની પુર્ણતા કરજો અને નિરંતર આપના સ્વપદમાં સ્વજન કરી રાખજો. નર્મદે હર-હર-હર.

પરમાત્મા સાથે પટંતર રહીત એકાકાર ભાવે જોડાવું તેને યોગ કેહે છે. અવ્યકતમાં વ્યકતી ભાવનો લય થવો તેને યોગ કહે છે. એ, યોગસાધનમાં ઘણા ઘણા અંતરાયો, નડતરો, વિઘ્નો આડે આવે છે તેથી યોગ સાધવામાં ઘણાં ઘણાં દુઃખો અને કષ્ટો વેઠવાં પડે છે તેથી તે કષ્ટ સાધ્ય છે માટે શ્રી મુખે કહ્યું છે કે **युक्ताहार विहारस्य** મારો જે ભકત આહારમાં વિહારમાં કાયીક, વાચીક અને માનસીક સર્વ ચેષ્ટાઓમાં, ક્રિયા કર્મોમાં, તેમજ જાગૃત અને નિદ્રામાં નિયમીત, મીતાહાર રેહેશે તે, જે, દુઃખે પણ સાધી ન શકાય, તેવા યોગને સાધી શકશે, જપ યોગ, તપ યોગ, જ્ઞાનયોગ, ઉપાસના યોગ, વૃતયોગ આદી લેઇને સર્વ યોગનો 'યોગ' સંજ્ઞામાં સમાવેશ થાય છે. રાજયોગ, હઠ યોગ અને યમ નીયમના ટેકનો પણ સમાવેશ થાય છે. **समबुद्धि विशिष्यते** સમબુદ્ધિ અથવા સર્વમાં સમભાવ રાખવો તે વિશેશ છે. **समत्वंयोग उच्यते** સમત્વં ભાવ કરવો તેને યોગ કેહે છે, અને તેવો રાજયોગ સર્વ કોઈ મુમુક્ષુથી સેહેજે સાધી શકાય છે. **समंब्रह्म** જે સર્વમાં સમ છે, તે જ્ઞાની બ્રહ્મ સ્થીતીમાં રહ્યા છે. વ્યકતી જીવને અવ્યક્ત પરમાત્મા સાથે એકાકાર કરીને અખંડ એક વસ્તુનો નિશ્ચય અનુભવ કરાવવો તેનેજ 'જ્ઞાન' સંજ્ઞા કેહે છે. જે

એવો નિશ્ચય કરાવે તેજ ગુરૂ, પછી તે ગૃહસ્થ હોય કે ત્યાગી હોય, બ્રાહ્મણ હોય, કે અન્યજાતી હોય, તેનો કંઇ બાધ નથી. જે સંભ્રમ ભ્રમણ, નીવૃત્ત કરાવે તેજ સત્ ગુરૂ છે, ગુરૂને ઓળખવાને અન્ય કંઇ બીજા ચિન્હની જરૂર નથી. પુનરાવૃત્તી બંધ કરી શકે નહીં તેવા પરંપરાના જો કે ભલે ગુરૂ હોય તોપણ તે સત્ ગુરૂ નથી. અખાભકત કેહે છે કે-"ગુરૂ કર્યા મેં સૌની સાથ, ઘરડા બળદને ઘાલી નાથ, ધનહરે ( જન્મ મરણનો ) ધોખો નવ, હરે, એ ગુરૂ કલ્યાણ કોનું કરે?" बहवः गुरवःसंतः શીષ્યનું ધન હરનારા ગુરૂઓ તો જગે જગે ઘણા મળી આવે છે પણ શીષ્યના જન્મ મરણ રૂપ સંતાપ હરનારા સદગુરૂ તો કોઇ જવલાજ, કોઇ ઠેકાણે, અજ્ઞાત રહેલા મળીઆવે છે. તેવા સતગુરૂ મુમુક્ષુને મળવા દુર્લભ છે.

" નાનક ચોલા ભયા પુરાના કબ લગ સિયે દરજી,
મનકા [1]મેહેરમ કોઈ ન મિલિયા, જો મિલિયા સો ગરજી.'

ગુરૂ વિના કોઇને પણ નિશ્ચયાત્મક જ્ઞાન થતું નથી. સંશય યુકત જ્ઞાન संशयात्मा विनश्यति વિનાશને પામે છે, અસત્ય થાય છે. તેથી સંભ્રમ ભ્રમણ અને પુનરાવર્તી નીવૃત્ત થવાને બદલે ઉલટી વધે છે.

ગુરૂ કેવા કરવા ત્યાં શ્રીમુખ કેહે છે કે ज्ञानिनस्तत्वदर्शिनः જે ગુરૂ પરમાત્માના જ્ઞાન સંપન્ન હોય

---

૧ મેહેરમ—સ્વામી, મનનો નિગ્રહ કરાવનાર.

વળી જે તત્વદર્શી અને તત્વનિષ્ઠ હોય વળી જે શીષ્યની શંકાઓનુ સમાધાન કરી શકે તેવા હોય તેને ગુરૂ કરવા. તેવા ગુરૂ સમદર્શી હોય છે, શીષ્ય અને અન્ય સર્વમાં ભીંનાભીંનનોભાવ રાખતા નથી પણ સર્વમાં સમાનભાવ રાખનારા હોય છે. અલોભ અને અકામ હોય છે. શીષ્યની યોગ્યતા જોઇને જેને જેવો બોધ કરવો ઘટે તેને તેવો બોધ કરે છે. સર્વ કોઇને એક સરખો બોધ કરતા નથી. ઉત્તમ મધ્યંમ કે કનીષ્ટ જેવો જે અધિકારી હોય તેને તેવો બોધ કરે છે શીષ્યની ચીતશુદ્ધિ ઉપર વિશેશ લક્ષ્ય રાખે છે. ચિત–શુદ્ધિની અપુર્ણતામાં તેને ચિત શુદ્ધિનાં સાધનો યોજે છે. અને ચિત શુદ્ધિની પુર્ણતામાં પણ તે સાધનોને કાયમ રખાવીને જ્ઞાનનો બોધ કરે છે. શીષ્યને યથેષ્ટાચરણ ન થાય માટે પથ્ય સેવનરૂપ યમનીયમ પળાવે છે. જગત કર્તા ઇશ્વરની અનન્ય ભકતી, શ્રદ્ધા અને આર્જવતાને યોજે છે. તેવાજ ગુરૂ 'ગુરૂ' સંજ્ઞાને લાયક છે તેવા ગુરૂ શીષ્યને સર્વદેશી બોધ કરે છે. અમુક પંથ કે અમુક મતમાં ગુંચવાવા દેતા નથી, સર્વના પારનો બોધ કરે છે. **त्रैगुण्य विषयावेदाः निस्त्रैगुण्यो भवार्जुन निर्द्वंद्वो नित्य सत्वस्थो निर्योग क्षेम आत्मवान् ॥**

હે ! અર્જુન, રજો–તમો–અને સત્વ એ ત્રીગુણાત્મક ફળસંપાદક કામ્યકર્મોનુ વેદોમાં વિધાન કરેલું છે છે માટે તુ તે વાતને પડતી મુકય અને કામ્યતાની પેલી

પારની જે નિષ્કામ્યતા છે તેનો–તું આદર કર, એટલે કે તુ નિષ્કામ કર્મ આચરણ કરનારો થા, નિર્વિકાર ભાવમાં રેહેવાનું તું નીત્ય સેવન રાખ, અને પ્રાપ્તવ્ય ફળ ( સ્વરૂપાકાર સ્થીતી ) ની સીદ્ધિ કે અસિદ્ધીમાં પણ ( અપ્રાપ્તની પ્રાપ્તી અને પ્રાપ્તના સંરક્ષણ રહીત થા ) તું યોગક્ષેમ રહીત થા, એટલે કે જે પ્રમાણે આત્મનિષ્ટપુરૂષો વિચરે છે તે પ્રમાણે તું સર્વમાં સમભાવમાં વર્તાવો રાખ. વિધિ, નીષેધ, કામ્ય કર્મોને આડ કરે છે, નિષ્કામતાને નહીં.

શ્રી ગુરૂ, શીષ્યના પરલોક માર્ગના વૈદ્ય છે. જે–શીષ્યને જેવો રોગ હોય તેને તેવું ઐાષધ બતાવે છે અને તેને અનુસરતુ પથ્ય પાળવાનું કેહે છે, ગ્રહણનું કે ત્યાગનું. જેમકે ગર્વ હોય તો આધીનતાનુ પથ્ય, મૌન હોય તો બોલવાનું, અને અધિક બોલનારાને, મૌન, સેવન, વિગેરે જુદા જુદા રોગનું જુદુજુદુ ઐાષધ અને પથ્યએટલે જુદાજુદા પ્રકારનો બોધ અને તેવા તેવા તેને યમ, નીયમ પાળવાના બતાવે છે. સર્વ કોઇને એકજ બોધ કરતા નથી, યોગ્યતા પ્રમાણે બોધ કરે છે. તેજ ગુરૂ સર્વદેશી છે, તેજ ગુરૂ જ્ઞાની છે, જે ગુરૂ સર્વ શીષ્યને એકના એક પ્રકારનો બોધ કરે છે તે ગુરૂને જ્ઞાની ગુરૂ સમજવા નહી. તેવા ગુરૂને અજ્ઞાની ગુરૂ સમજવા. श्रुति विप्रत्ति पन्नास्तेयदास्था स्यत्तिनिश्चला॥ વેદોની શ્રુતિઓએ ભિંન ભિંન અધિકારીઓપરત્વે ભીંન ભીંન બોધ કર્યો છે. અધિકારીઓની ભીંનતા એજ તેની ભીંનતાનું

કારણ છે, અને તેથી તે શ્રુતીઓ એક બીજાને મળતી આવતી નથી, પણ વિરૂદ્ધતા બતાવે છે. સકામતા અને નિષ્કામતાને લેઇને તેમાં વિધી અને નિષેધ એ બંને પક્ષનું વિધાન કરવા જતાં, વિરૂદ્ધતા ભાસી રહી છે, તે વિરૂદ્ધતાનુ સમાધાન જે સર્વદેશીગુરૂ હોય તે કરે છે અને શીષ્યની શંકાને દુર કરે છે, એ વિરૂદ્ધતાનુ જ્યારે તને સમાધાન થશે, ત્યારેજે બોધ તેં આજ સુધી તે તે શ્રુતિઓ દ્વારાએ સાંભળ્યો છે તે, અને હવે પછી જે બોધ તારે સાંભળવાનો બાકી રહ્યોછે તે એ સર્વ ઉપરથી તારૂ મન ઉઠી જશે અને તને તેનો ઉપરામ અભાવ થશે ત્યારે તું નિર્વેદ થઇશ સર્વનો વૈરાગ થશે, તેથી તું સર્વત્યાગરૂપ પર વૈરાગને પામીશ, તે વૈરાગ્ય શ્રેષ્ટ વૈરાગ્ય છે, તેના સમાધાનથી તારી બુદ્ધિ અચળ નિશ્ચયાત્મક થશે અને જ્યારે તેવી બુદ્ધિ થશે ત્યારે હે ! અર્જુન તું યોગને પામીશ, મારી સાથે ઐક્યતા પામીશ અને વાયુ વીનાના સ્થાનમાં જેમ દીવો નિશ્ચળ ભાવે રેહે છે તેમ તું મારા પદમાં નિશ્ચળ, અચળ ભાવે સ્થિતી કરી રહીશ.

હે! અર્જુન જે મનુષ્ય નીત્યપ્રતિ મને યાદ કરવાનો અભ્યાસ રાખશે તેને હું સુલભ થઈશ. सदा तद्‌ भाव भावितः સદા મને યાદ કરનારને હું મૃત્યુકાળે વ્યગ્ર સ્થિતિમાં પણ આપો આપથી યાદ આવી જઈશ. મૃત્યુકાળેમને કદી યાદ નહી કરે તોપણ હું તેનો અંતર્યામિ, તેને

હું પરાણે બળાત્કારે મારૂ સ્મરણ કરાવીશ, તેની પુર્વની સદાની, ભાવના, તેને ભાવીમાં સદગતી કરાવા માટે મારી સાથે આપો આપથી જોડી દેશે. तेषां नित्याभि युक्तानाम् જેમારા સાથે નીત્ય યુક્ત રેહેશે તેને તીવ્ર બુદ્ધિયોગપણ હુંજ આપીશ, જે વડે તે મને પામી શકે, વળી તેનો योगक्ष मंवहा म्यहं યોગ ક્ષેમ પણ (અપ્રાપ્તની પ્રાપ્તી અને પ્રાપ્તનું સંરક્ષણ ) હુંજ વહન કરીશ, ददामि बुद्धि योगंते તેનો બુદ્ધિયોગપણ હુંજ તેનામાં રહેલો અંતર્યામીજ કરીશ. નીત્ય પ્રતીના અને સદાના અભ્યાસનું સામર્થ્ય અતી બળવાન છે. કીટ પતંગ ન્યાયે તે તદાકાર બને છે. એ વાત નિર્વિવાદ અને નિઃસંશય છે, અને અનુભવ સિદ્ધ વાત છે.

હવે ज्ञानविहीने ઉપર ચાલે છે. જ્ઞાનથી હીનપણામાં. જ્ઞાન એટલે શું અને કોનુ જ્ઞાન ? જ્ઞાન કેવી રીતે થાય ? વીગેરે પ્રશ્નોના ઉત્તરમાં જે ખુલાસો ( સમાધાન ) થાય તેને 'જ્ઞાન' કેહે છે. જ્ઞાન એટલે જાણવું તે; કોને જાણવું ? પરબ્રહ્મ પરમાત્માને જાણવા તે. તેમને કેવી રીતે જાણવા ? તેનાં જવાબમાં કેહેવાનું કે તે કયાં સ્થિતિ કરી રહ્યા છે ? તે કેવા છે સાકાર કે નિરાકાર, વિનાશી કે અવિનાશી ? વળી હું કોણ છું ? જગત શું છે ? મને કોણે ઉત્પન્ન કર્યો ? જગત કોણે રચ્યુ ? શા કારણ માટે રચ્યુ ? જગત સત્ય છે કે અસત્ય છે ? હું સત્ય છું કે અસત્ય ? વિગેરે પ્રશ્નોના ઉત્તરમાં જે ખુલાસો આવે તે તેમને

જાણવાની રીત છે, આ ખુલાસો કોણ કરી શકે ? શ્રી સદગુરૂ શીષ્યને બોધ કરતાં આ અને આવી બીજી શંકાઓના ખુલાસા વેદાંત શાસ્ત્રનું પ્રમાણ આપી આપીને કરે છે. શીષ્યની બુદ્ધિ જેવું, જેટલુ, ગ્રહણ કરી શકે, તેને તેવું અને તેટલુ બતાવે છે. શ્રીગુરૂની બુદ્ધિ ભક્તીની એકાગ્રતાથી અતી–સુક્ષ્મ થયેલી હોય છે તેથી તે સર્વ દેશી હોય છે, બુદ્ધિનુ સ્વરૂપ અવ્યક્ત થયેલું હોય છે, તેથી અવ્યક્ત એટલે હદની પાર, અમર્યાદ, બેહદ વાત કરી શકે છે. તેથી **શ્રી–ગુરૂ** અવ્યક્ત બ્રહ્મપરમાત્મા તત્વની દ્રષ્ટીગોચર મુર્તી છે, **ब्रह्मणोहि प्रतिष्ठाहम्** અમુર્ત જ્ઞાનની મુર્તી છે શાશ્વત અવ્યકતપદ અને શાશ્વત અમુર્તધર્મની સાક્ષાત મુર્તી છે, તેજ દેવ, **ઉપાસ્ય** છે, અને તેજ દેવ અભય ફળના, અમર ફળના, દાતા, છે. જેમનો સંગ કરવાથી તે પોતા સમાન કરે છે અને સંગતિ કરવાથી જે શ્રેષ્ટ સર્વોપરીગતી બ્રહ્મગતીએ ( સ્થીતીએ ) પોહોચાડે છે, એવા જે મારા શ્રીગુરૂ સંગતિદાસ અપ્રગટ, અપ્રતીત, અવ્યકત બ્રહ્મ તત્વ વ્યકતીસ્વરૂપે પ્રતીત, પ્રગટ દર્શનગોચર થયા, અને જે સંકેત પુરો કરીને પુનઃ અપ્રતીત અદ્રષ્ય અને અવ્યકત બ્રહ્મ સ્થીતી થઇ રહ્યા છે તે મ્હારા શ્રી સદગુરૂ **શ્રી સંગતિદાસને** મારા સવિનય સાષ્ટાંગ નમસ્કાર છે–પ્રણામ છે. હે પ્રભુ, હે ! માતા પીતા હે દેવ મને અંતકાળ, મૃત્યુ સમયે,

હે ! અનાથના નાથ, અશરણના શરણ, અધમ ઉદ્ધારણ નાથ મને આપ સંભાળી લેજો, મને આપ સુલભ સ્મૃતી રૂપ થજો, અને આપનો સ્વજન અને પુત્ર માની લેજો. પુત્ર કુપુત્ર થાય તો પણ માવીતર કમાવીતર થાય નહીં, હું સારો કે નરતો ગમે તેવો છું તો પણ હું પુત્ર શીષ્ય, છું, તો હું આપનોજ. અન્ય કોઇ અવરનો તો નથી ને, માટે હે ! અંતર્યામી, સર્વશક્તીમાનપ્રભુ હે ! અંતરાત્મા, આપ, મને સાહ્ય થજો, બાનાની, (પરમાણાની ) પત રાખજો. अतउर्ध्वं માર્ગ કુમાર્ગથી રક્ષા કરજો અને મને આપની અવ્યકત ગતી સદાને માટે આપજો. ( तमेव शरणं गच्छ. )

પરમાત્માને શોધવા, જોવા, દર્શન કરવાં અને યથા વત જાણવા તે દેવતાને દુર્લભ એવા આ મનુષ્ય જન્મની [1]કર્તવ્યતા છે અને એજસાર્થકતા છે. સ્થુળ પદાર્થને નેત્રેંદ્રિય ચર્મચક્ષુદ્વારાએ દર્શન કરી શકાય છે, પણ સુક્ષ્મ અદ્રષ્ય અને તત્વરૂપ પદાર્થ તો બુદ્ધિ રૂપ જ્ઞાન ચક્ષુ શીવાય બીજા કોઈ પણ અન્ય સાધનદ્વારાએ દર્શન કરી શકાતો નથી. તેનાં દર્શન તો 'જ્ઞાન' ચક્ષુથીજ થાય છે. પરમાત્મા તત્વ અન્ય પદાર્થોની પેઠે સ્થુળ અને વ્યકતી સાકાર મુર્તિ નથી; જો તેવા હોત તો તે અવિનાશી ન રહેત. જે જે કંઇ સાકાર હોય છે અને જે જે કંઇ નામ

---

૧ કર્તવ્યના પ્રકાર—કર્મદ્વારાએ કર્તવ્યતા, બુદ્ધિ દ્વારાએ જ્ઞાતવ્યતા, અનર્થ નિવૃત્તી અને પરમાનંદ પ્રાપ્તી એ પ્રાપ્તવ્યતા.

ધારી હોય છે તે સર્વને વિનાશ વળગે છે, જોકે તે નિરાકાર છે તો પણ સાકાર સર્વપદાર્થોના તે આદીકર્તા છે, જે કર્તા હોય તે કાર્યથી ભીંન પ્રદેશમાં હોય છે પણ પરમાત્મારૂપ કર્તા તેમ નથી પણ જગતરૂપ કાર્યમાં પોતે અભિંનપણે રહ્યા છે. જે કાર્ય હોય તે થોડા દેશમાં હોયછે અને કર્તાથી સ્થુળ ભાવમાં હોયછે અને જે કર્તાહોયતે કાર્યથી વિશેશ પ્રદેશમાં હોયછે અને કાર્યથી સુક્ષ્મ હોયછે, પરમાત્મા જગતના કર્તા છે તેથી જગતમાં અને જગતના બાહ્યાભ્યંતર સર્વત્ર સમાન વ્યાપક છે અને સુક્ષ્મ ભાવે નીરાકાર છે. કાર્યથી અભિંન છે તોપણ તે કાર્યરૂપ નથી પણ કાર્યના કારણ અધિષ્ઠાન રૂપ છે. જે કર્તા હોય તે કાર્ય રૂપે ન હોય. પરમાત્માના જ્ઞાનને સંપાદન કરવું તે સર્વોપરી લાભ છે यंलब्ध्वाचा परंलाभं જે લાભ મેળવ્યાપછી તેથી અધિક લાભ બીજો કોઇ નથી. यज्ज्ञात्वानपरंज्ञेयं જેમને જાણ્યા પછી તેથી વધારે જાણવાનુ અન્ય કંઇ બાકી રેહેતુ નથી. તે પરમાત્માને યથાવત જાણવા તે,પરમાત્માને જાણવાની 'જ્ઞાન' સંજ્ઞા છે. જીવાત્મા તેમના કાર્ય રૂપ છે. કર્તાને શોધવાના બે રસ્તા છે. એક પરભાર્યા બારોબાર કર્તાને શોધવા જવું તે અને બીજો રસ્તો કાર્ય દ્વારાએ શોધવા તે, પરભાર્યો રસ્તો વિકટ છે અને અગમ છે તેના કોઇ ભોમીઆ મળતા નથી કે તે વસ્તુ પાસે તરત લેઈ જાય, અને તેમનાં દર્શન કરાવે, માટે તે પરભાર્યે રસ્તે અથડામણ કુટામણ ઘણી

છે, અને વળી તે સત્ય કે અસત્ય ( માર્ગ ) છે તે પણ પરખાતુ નથી પંથકે કુપંથ જણાતો નથી ( નિર્ણય થતો નથી ) તેથી માર્ગમાં અધવચ ભુલા પડવાનો ભય રેહેછે, તેથી તે પરભાર્યા માર્ગદ્વારાએ પ્રાપ્તી કરવી તે સંશય યુકત રેહે છે, માટે તેમને કાર્ય દ્વારાએ શોધવા, એ, સુલભ અને સેહેલો માર્ગ છે અને સંશય રહીત માર્ગ છે, કારણકે તેમાં જીવાત્માને પોતાનું નીજ આપ જાણવાનું છે કે જે તેને પોતાના નીત્યના અનુભવ રૂપ છે. તે પ્રમાણે કાર્ય દ્વારાએ શોધવા નીકળતાં પોતે પોતાને પુછવું જોઇએ છે કે હું શી વસ્તુ છુ ? શ્રી ગુરૂ નાનક સાહેબ કેહે છે કે “ કહે નાનક બિન આપા ચિન્હે, મિટે ન ભ્રમકી કાઈ.” સંભ્રમ ભ્રમણાથી ખડી થયેલી કાયા અથવા દેહાધ્યાસ નીજઆપ ઓળખીને જ્ઞાનાધ્યાસ પાડયા વગર મટતો નથી.

**મૂળદાસ ભક્ત કહે છે કે—રાગ ગજલ.**

“અનુભવીને એટલુ, આનંદમાં રેહેવુંરે
ભજવા પરિબ્રહ્મને બીજુ, કંઇ ન કેહેવુંરે
એક જાણી આતમા, કોઇને દુઃખ ન દેવુંરે,
સુખ દુઃખ આવી પડે, ત્યારે સહીને રેહેવુંરે.
વેદ જોયા પુરાણ જોયા સર્વે જોઇને જોયુંરે,
એક આત્મારામ ચીન્હ્યા નહીં, તેણે સર્વસ ખોયુંરે.
આ જગતના લોક તમે, ફોગટ કયાં ફરો
મૂળદાસ મહાપદને મૂકી, વરથા ના કરો.”

મુળપદના દાસ એવા **મુળદાસ ભક્ત** કેહે છે કે આ મૃત્યુલોકમાં દુર્લભ મનુષ્યદેહ પુનરાવર્તી કાઢવાને જગતકર્તા ઇશ્વરે દયા લાવીને તમનેઆપ્યો છે તેને વિષયાનંદમાં ફોગટ ન ખુવો પણ તેનુ સાર્થકપણું કરો. **મહાપદ** એવી અવ્યક્ત સ્થીતી કે જે ત્રણે કાળ સત્યરૂપ છે તે મુકીને લોક અને લોકાંતરોની મીથ્યાગતીઓ, અસાર અને નિર્થક ગતીઓ અને સ્થીતીઓ પ્રાપ્ત કરવાનું કામ કેમ કરો છો ? સંભ્રમ વધારવામાં શો સાર છે ? માટે હે ! અનુભવી લોકો

" સર્વ તજીને ભજીએ **શ્રીગોવિંદને.**
જે **નારાયણ** નોધારાના આધારજો,
ભાગે સંકટ કુડાંરે સંસારનાં
જેના નામે ઉતરીએ ભવપારજો.
સર્વ તજીને ભજીયે **શ્રીગોવિંદને.**"

આ વાત સર્વ કોઇને એક સરખી અસરકારક લાગુ થતી નથી. સર્વને પોત પોતાના પુર્વ, ગત,જન્મોના સંસ્કારોના ( યોગભ્રષ્ટપણાના ) પ્રમાણુમાં લાગુ પડે છે, જેમ કેઃ—

**ધનાભક્ત** કેહે છે કે—

"**રામબાણુ** વાગ્યાં હોયતે જાણે. બોલ્યા મુરખમનમાં શું આણે,
ધ્રુવને વાગ્યાં પ્રેહલાદને વાગ્યાં, તેતો ઠરીને બેઠા ઠેકાંણે,
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં, એતો વેદવચન પ્રમાણે,
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરી આવ્યા જે ટાંણે,

લઇ કરવત મસ્તકપર મેલ્યુને, પત્ની પુત્ર બેઉ તાંણે;
મીરાંબાઈ ઉપર ક્રોધ કરીને, રાણોજી ખડગજ તાંણે,
વિખના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા, એતો અમૃતને ઠેકાણે,
નરસી મેહેતાની હુંડી સ્વીકારી, ખેપ ભરી ખરા ટાંણે.
આગળ સંત અનેક ઉધાર્યા, એવુ **ધનોભગત** ઉર આંણે. રામ."

દ્રષ્ટા જીવ, પોતાના દ્રષ્યનેજ વિશેષ ગણે છે અને પોતાનાજ દ્રષ્યને ભજે છે અને તે ન્યાયે, **ભગવાન** પણ પોતાના ભાવીક **ભક્તોને** ભજે છે. જીવના દ્રષ્ય ભાવમાં જીવના ઈષ્ટ દેવ ઉપાસ્ય છે અને ભગવાનના દ્રષ્ય વર્ગમાં પોતાનાજ અનન્ય-પ્રેમી ભક્તજનો ઈષ્ટ છે. જેવા ભક્ત તેવા ઈષ્ટ ભગવાન અને જેવી ભાવના, તેવી ફળ સિદ્ધિ છે. પરમાત્મામાં સર્વ ઘટના રહેલી છે. જે અસંભવીત હોય તે પણુ સંભવેછે અને જે સંભવીત હોય તે પણુ સંભવેછે કારણુ કે તેમની માયાશક્તી મહા ચમત્કારી છે તેથી ભગવાન ચાહે સો કરે છે રંકનો રાવ અને રાવનો રંક કરે, ભરેલું ઢાલવે અને ખાલીને ભરી દે, નીર્જીવને જીવ કરે અને જીવને નીર્જીવ કરે માટે ઇશ્વર પ્રણીધાન, ઇશ્વરનું શરણુ અને ઇશ્વરની પરાભક્તી અભેદભકતી એજ દુસ્તર સંસારને તરી જવાનો ઉપાય છે. નાનુ બાળક જેમ માતાનું શરણુ રાખે છે, તેથી માતાજ તેની સંભાળ રક્ષા કરે છે તે પ્રમાણે ભક્ત-જનો ભગવાનનોજ આધાર રાખે છે તેથી ભગવાનજ તેમના મનના મનોર્થો પુરા પાડે છે. વાહ ! ગુરૂવાહ ! ગુરૂ એજ ઈષ્ટ

દેવ છે. ગુરૂ એજ ભગવાન છે **નામ** અને **રૂપ** માયા છે. **અધિષ્ટાન** એજ **વસ્તુ** છે અને એજ ગુરૂ અને એજ ભગવાન છે અને **સત્-ચિત્**-અને **આનંદ** છે.

શ્રીહરીના અનન્ય ભકત **નરસી મેહેતા** કેહે છે કે—

## રાગ પ્રભાત.

"જ્યાં લગી આત્મા તત્વ ચિન્ચો નહી,ત્યાં લગીં સાધના સર્વ જુઠી.
મનુશા દેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટી ખુટી.
શું થયું સ્નાન શેવાને પુજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે.
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે
શું થયું તપને તીરથ કીધા થકી, શું થયું માળા ગ્રહી નામ લીધે
શું થયું તિલકને તુળશી ધાર્યા થકી શું થયુ ગંગાજળ પાન પીધે
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને રંગ જાણે
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વર્ણના ભેદ જાણે
એ છે પરપંચ સૌ પેટ ભરવા તણા આત્મારાંમ પરિબ્રહ્મ જો નવ જોયો
ભણે નરસૈયો કે તત્વ દર્શન વિના રત્ન ચિંતામણી એળે ખોયો.
હરી જાણ્યા વિના હરી કેરો જન થયો, વાત પકવાનથી ભુખ ન ભાગે
પિંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહી ફોગટ બ્રહ્મને દૂર ભાળે.
અગણિત બ્રહ્મનું ગણિત લેખું કરે, દુષ્ટ ભાવે કરી માળ ઝાલે
જ્યોતિઃ કાળમાં જેહનુ મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે
દાસ નરસૈયો તે તેને ચરણે નમે, જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે.

શરીર શોધ્યા વિના સાર નહી સાંપડે, પંડીત પાર નહી પામો પોથે
તાંદુલ મેલીને તુષને વળગી રહ્યા ભુખ ન ભાગે એમ ઠાલી થોથે.
રસનાના સ્વાદમાં સરવફ઼ે થઇ રહ્યા, વિગત ગુરૂજ્ઞાન વિનારે ગુંથે
વાણી વિલાસમાં વિવિધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે ચુંથે.
શબ્દ શીખે ખરો, સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓથે
પ્રપંચ પિંડમાં રહ્યા અહંકાર નવ ગયો, અથડાયો એમ અનંત કોઠે
શાસ્ત્ર કથા કહે રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીષ્ય ગોટે
ભણે નરસૈયો જે ભેદ જાણી જુએ, મેં તો રચી કહ્યું પદ ચોથે."

વળી **બાપુ ભકત** કેહે છે—**રાગ કાફી.** (અનામી)

"નામ જેણે જાણ્યુંરે, તે તો વેદ ચારે ભણ્યો,
ભેદ જેણે જાણ્યોરે, તેતો ખરો તરત બન્યો,
બત્રીસ આભ્રણ અંગે ધરી નારી,
નાકવીના શો શણગાર ?
એમ કવીએ જો **આપનુ** આપ ન જાણ્યુ, (તો)
તે કેમ કરી ઉતરે ભવપાર,
સાર કયાંથી જડશેરે, ભણ્યો ખરો પણ ગણ્યો નહીં,
**નામ રૂપ** ને **ગુણ** ને નાશ, વળી ચોથુ પદ **અવિનાશ,**
એ ચોથા પદનો **ભેદ** જાણે, તેને કહીએ હરી તણો દાસ,
નાશ કરી કર્મનોરે, શંશે એક પળમાં હણ્યો."

**વળી પ્રીતમદાસ** કેહે છે—**રાગ ચોપાઈ.**

"તત્તા તારૂ **આપ** તપાસ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાશ,
**ખેપ કરીને ખોળી કાઢ, હરીફ હોય તો લાગે હાડ,**

મુરખના મનમાં નહી ત્રાસ, તત્તા તારૂં આપ તપાસ,
થથ્થા થીર તો રેહેવું નથી, કોણુ રંક કોણુ પૃથ્વીપતી,
આજકાલમાં જાવું સહી, કોટી ઉપાયે રેહેવું નહી,
ભાવ ધરી ભજ કમળાપતી, થથ્થા થીર તો રેહેવું નથી,
દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ,
પ્રેમ પુષ્પ ને ચંદનહાર, જ્ઞાન દીપક ઘટમાં અજવાળ,
અંતરનો ટાળે અહમેવ, દદ્દા દેહ દેવળમાં દેવ,
નન્ના નારાયણુ નીરખે નીત, પપ્પા પુરાણી જે પ્રીત,
ભેખ ધર્યે જો સિદ્ધિ થાય, (તો) ભાંડ ભવૈયા વૈકુંઠ જાય,
દેહ દરશી દેખે દેહને, જજ્જા જીવપણું જેહને."

વળી એક **અનુભવી માહાત્મા** કેહે છે કે—

"જીને આપકુ જોયા નહી દીલદાગ (પુનરાવર્તી)કું ખોયા નહીં,
જોગી હુઆસો કયા ભયા ? જોગી કે જંગમ સેવડા,
સબ લાલ કપડા પેહેરતા, મર્મ નહી ઉસ હાલકા,
જોગી હુઆસો કયા ભયા ? "

**સુંદરદાસ** કેહે છે કે—

"યાર દીલદાર દીલમાંહીં તું યાદ કર, હે તુઝે પાસ તું દેખનેનાં."

વળી **મણીરત્નમાળા** કેહે છે કે

**कोऽस्ति घोरो नरकः स्वदेहः** દેહોહં બુદ્ધિ એજ **ઘોર નરકલોક** સ્થિતિ છે.

વળી **પ્રીતમદાસ** કેહે છે કે—"છે છતી વસ્તુ સુઝે નહી, ભુલવણીનું એ ભાન; કરીએ **શ્રીકૃષ્ણ** ઉપાસના."

આ પ્રમાણે ચારે વેદોનુ, ખટશાસ્ત્રોનું, અઢાર પુરાણનું અને અઢાર ઉપપુરાણોનું, સર્વ શાસ્ત્રોનુ અને સર્વ અનુભવી મહાત્માઓનુ સર્વાનુમતે એજ કેહેવું છે કે પોત પોતાનુ **નીજ આપ** સોધવાથી અવ્યકત અવ્યય અખંડ એક પરબ્રહ્મ પરમાત્મા **નીજ આપે** જાણશે અને **તેજદેવ** સતત ભજવાથી તત્‌રૂપ તદાકાર થવાય છે. અન્ય સર્વ સાધનો બાલ્લઈ બાદલાં છે. માટે હું કોણ છુ તે સોધવું. હું–સ્થુળ શરીરરૂપ કે તેથી ન્યારો અન્યરૂપ છું આ પ્રમાણે શોધતાં સ્થુળ સુક્ષ્મ કારણ અને મહાકારણ દેહો સર્વ દ્રષ્યરૂપે જણાય છે અને જીવાત્મા સર્વનો દ્રષ્ટા અથવા જાણનારો છે. જે જાણનારો હોય તે જાણવાની વસ્તુથી જુદો હોય તે પ્રમાણે જીવાત્મા જાગૃત–સ્વપ્ન અને સુસુપ્તી એ ત્રણે અવસ્થાને પારખનારો, જાણનારો છે તેથી તેમનો પણ તે દ્રષ્ટા છે રજો તમો અને સત્વ એ ત્રણે ગુણોને પણ પારખનારો છે તેથી તેમનો પણ તે દ્રષ્ટા છે. અન્નમય આદી પંચકોષનો પણ તે દ્રષ્ટા છે. આ પ્રમાણે સર્વ પ્રપંચ (સ્વપ્ન પેઠે) સમષ્ટીગત કે વ્યષ્ટીગત સર્વનો તે દ્રષ્ટા છે તેથી સર્વથી તે ન્યારો છે એટલે સમષ્ટીગત કે વ્યષ્ટીગત સર્વ પ્રપંચથી તે (જીવાત્મા) **અતીત** છે અથવા **સર્વાતીત પદ** છે, જે **સર્વાતીત પદ** હોય તેજ અવિનાશી પદ હોય છે અને જે અવિનાશી પદ હોય તેજ અમર્યાદ અપાર, વ્યક્તીભાવથી રહીત અવ્યક્ત હોય છે, જે અવ્યકત હોય

છે તે અતિ સુક્ષ્મ હોય છે. જે અતિ સુક્ષ્મ હોય છે, તે વ્યાપક (ધર્મ) હોય છે. તેથી જીવાત્મા અવ્યકત છે અ-વ્યય છે અને સમાન વ્યાપક બ્રહ્મ છે. જે વ્યાપક હોય તે અખંડ (ખંડરહીત) હોય છે અને જે અખંડ (ધર્મવાળુ) હોય તે એક હોય છે તે ન્યાયે જીવાત્મા અખંડ છે અને એક છે. શાસ્ત્રોમાં પરમાત્માને અવ્યકત, અવ્યય અખંડ એક અદ્વૈત, બ્રહ્મ, અને આત્મા (ધર્મવાળા) પ્રતિપાદન કરેલા છે અને જીવાત્મા પણ અવ્યક્ત, અવ્યય અખંડ એક બ્રહ્મ અને અદ્વૈત–આત્મ ધર્મવાળો સિદ્ધ થાય છે માટે પરમાત્મા અને જીવાત્મા બંને એક વસ્તુ છે અથવા એક વસ્તુનાં બંને જુદા જુદાં નામો છે. જે પરમાત્મા છે તેજ જીવાત્મા છે અને જે જીવાત્મા છે તેજ પરમાત્મા છે जीवो ब्रह्मैवनापरः અપર એટલે બીજો નથી, પણ જે જીવ છે તેજ બ્રહ્મ છે અને જે બ્રહ્મ છે તેજ જીવ છે. અને તેજ અનિર્વચનીય સર્વ દ્રષ્ય પ્રપંચના દ્રષ્ટા અને સાક્ષી છે. તેમણે દ્રષ્ટા અને સાક્ષીપદે પોતામાં પોતાપણે દ્રષ્યરૂપે અને સાક્ષ્યરૂપે આ સર્વ પ્રપંચને રચ્યો છે અને રચ્યો છે તોપણ પોતે સદા અવિકાર પદમાં રહ્યા છે તેથી અવિનાશી રહ્યા છે અને સંભ્રમ પ્રપંચ પ્રાતીભાસીકભાવે વિનાશી રહ્યો છે.

સમષ્ટીગત અને વ્યષ્ટીગત સર્વ દ્રષ્ય પ્રપંચના પોતે દ્રષ્ટા અને સાક્ષીપદે કર્તા છે અને સર્વ દ્રષ્ય પ્રપંચ તેમના

(પ્રત્યેક વ્યષ્ટી વ્યક્તીના) કાર્યરૂપ છે અને તેજ સર્વ દ્રષ્ય પ્રપંચના અધિષ્ટાન છે તેથી તે સર્વના જીવનરૂપ અસ્તિત્વ છે. સર્વ દ્રષ્યની હયાતીઓ તેજ છે. દ્રષ્ટાપદની દ્રષ્યભાવમાં જે જે જુદી જુદી પ્રતીતીઓ થાય છે તે સર્વમાં દ્રષ્ટાજ તે તે રૂપે ભાસી રહ્યો છે—દ્રષ્ટા એજ સમષ્ટીગત અને વ્યષ્ટીવ્યકતીગત સર્વ પ્રપંચસમુહ છે. તેજ દ્રષ્ટા છે, અથવા દ્રષ્ટાજ દ્રષ્યરૂપે થયો છે અને દ્રષ્ય સમુહપણે જણાતો સર્વ પ્રપંચ એક અદ્વૈત દ્રષ્ટા છે. આ પ્રમાણે જે જે જુદા જુદા રૂપમાં જણાય છે તે સર્વ એક અદ્વૈત પરમાત્મા વસ્તુસ્થીતી છે અન્ય કોઇ વસ્તુપણામાં નથી. અને જો, તે—તે ભાવમાં જણાય છે તો, તે સર્વ, અનિર્વચનીય છે, પ્રાતીભાસીક છે. પરમાર્થભાવે તો પરમાત્મા દેવ એકજ અદ્વૈત વસ્તુ છે. બાકી સર્વ સંભ્રમ પ્રપંચ અવસ્તુ છે, મીથ્યા છે, સ્વસત્તા શુન્ય છે, તેથી અસત્ છે. સદા અવિકારી, સદા શુદ્ધ, ત્રીકાળ સત્ય વસ્તુ, તો, એક અદ્વૈત બ્રહ્મ પરમાત્મા દેવજ છે. આ પ્રમાણે પોતાનુ આપ શોધવું તે તેનીકુંચી છે. પરમાત્મા સુગમ સેહેલાઇથી જાણી શકાય છે, અથવા જોઈ શકાય છે, અથવા દર્શન કરી શકાય છે. જે વસ્તુ જેવી હોય તેને તેવી—યથાવત્ જાણવી તે તેનુ દર્શન છે. નેત્રથી જોવું એ એકજ દર્શન નથી અને જો તે દર્શન કેહેવાતુ હોય તો તે અપુર્ણ દર્શન છે. સંપુર્ણ દર્શન તો સર્વાંગનાં, અંગે અંગનાં થાય, તે પરીપુર્ણ દર્શન કેહેવાય

છે. મન-બુદ્ધિ અને સર્વ ઈંદ્રિઓ મળીને જે સર્વાનુમતે એક નિશ્ચય કરે તેજ પરીપુર્ણ દર્શન છે. જે વસ્તુ જેવી હોય તેને તે ભાવમાં રહેલી જાણવી તે, તે, વસ્તુનુ સર્વાંગે સંપુર્ણ દર્શન છે, ૐ શાંતીઃ શાંતીઃ

પરમાત્માને ઉપર પ્રમાણે જાણવા તે જ્ઞાન છે અથવા તેને **સામાન્ય જ્ઞાન** કેહે છે અને વ્યષ્ટીવ્યક્તીજીવ પોતાના **આપને** પણ તેમના અણુઅંશમાં રહેલો સ્થીત જાણે તે **વિજ્ઞાન** છે એટલે વિશેશ જ્ઞાન છે. જોકે અખંડને ખંડ (ભાગ) નથી ચેતનઆકાશપણે **વસ્તુસ્થિતી** છે. સજાતિ વિજાતિ અને સ્વગત ભેદરહીત છે, દેશકાળ અને વસ્તુ અપરિચ્છિંન અખંડ એક વસ્તુ સ્થિતિ છે, તોપણ સંભ્રમ દશામાં જ્યાં પોતાની જુદી પ્રતીતી જણાય છે, ત્યાં[1]વિજ્ઞાન સંજ્ઞાને જણાવા માટે એકપણાની કે બેપણાની વાત કથન માત્ર, સમજાવા પુરતી વાત, છે, બાકી જ્યાં બેપણું હોય ત્યાં એકપણું કેહેવું ઘટે છે અને જ્યાં તુંપણું હોય ત્યાં ઓળખાવવા પુરતુ અને પ્રતીતી કરાવવા પુરતુ હુંપણું જુદુ કેહેવું પડે છે, જ્યાં એકજ હોય ત્યાં એક કહીને એકપણાને જુદુ પાડવું તેતો અજ્ઞાન કેહેવાય છે અને જ્યાં તુપણું કે તેપણું કે આ,પણું ઇદંપણું કે સર્વપણું એકે ન હોય પણ એકલુ હુંપણું अहं स्वयंपणुं

(૧) જ્ઞાનના પ્રકાર—સામાન્ય, વિશેશ, પરોક્ષ, અપરોક્ષ. દ્રઢપરોક્ષ, અદ્રઢપરોક્ષ દ્રઢઅપરોક્ષ, અદ્રઢઅપરોક્ષ, જ્ઞાન અને વિજ્ઞાન.

જ હોય ત્યાં–હુંપણાને જુદુ પાડવાની શી જરૂર છે, તે છતાં જુદુ ગણીને બોલવું, તે સંભ્રમ અજ્ઞાન છે. માટે પરમાત્મા વસ્તુ એકપણાથી પણ રહીત એવી એક વસ્તુસ્થિતિ છે, અને હુંપણાથી પણ રહીત એવું હુંપણું છે, **સવાતીતછે** એટલે કે તે અતિ સુક્ષ્મ अर्हंपद છે. અતી સુક્ષ્મતાને લેઈનેજ તત્ વસ્તુ સવવ્યાપક બ્રહ્મ છે અને પરમાત્મા છે. સર્વના અંતરાત્મા છે. જ્ઞાન એ કોઇ દ્રવ્ય પદાર્થ નથી કે કોઈ તેને–જોઇ શકે. જ્ઞાનનુ સ્વરૂપ બીજુ કંઇ નથી પણ બુદ્ધિને એક નિશ્ચયાત્મક કરવી તેજ છે, અથવા મનથી મનમાં નિશ્ચય કરવો તે, તેનુ સ્વરૂપ છે, તેથી જન સમુદાયમાંથી જ્ઞાની મહાત્માને પારખી શકવા તે અશક્ય છે, બીજો કોઈ તેમના મનની વાત શી રીતે જાણી શકે ? પોતાના મનની વાત તો પોતેજ જાણે. **सदृशंचेष्टते स्वस्या: प्रकृतेर्ज्ञानवानपि** જ્ઞાની અને અજ્ઞાની એ બંનેની સ્થુળ દેહોની ચેષ્ટાઓ તો સમાન જણાય છે તો પછી જ્ઞાની કેવી રીતે પારખી શકાય ? તેને કંઈ ચિન્હ તો હોતુ નથી કે અમુક ચીન્હ હોય તેને જ્ઞાની જાણવો ? તેથી જ્ઞાનીને કોઇ સામાન્ય મનુષ્ય પારખી શકતો નથી પણ જે તેના જેવા જે જ્ઞાની હોય છે તે, તે જ્ઞાનીને અનુભવ દ્વારાએ પારખી શકે છે, બાકી સર્વથી તે ગુપ્ત હોય છે, અલખ હોય છે. [૩]અકળ હોય છે. સામાન્ય મનુષ્યનુ

(૨) લખ્યા ન જાય, જાણ્યા ન જાય.

(૩) કળ્યા ન જાય તેવા.

ગજુ નથી કે જ્ઞાનીને પારખી શકે. સામાન્ય મનુષ્ય તો વિધિ અને નિષેધમાંજ ગુંચઇ રહેલા હોય છે અને જ્ઞાની તો વિધિ નિશેધની પેલી પાર વિચરે છે, તેથી સામાન્ય-બુદ્ધિને તે વિશમ લાગે છે, વિરૂદ્ધ લાગે છે, તેથી તેને જ્ઞાનીપણે લેખ તો નથી, પણ ઉન્મત ગાંડા જેવો તેને ગણે છે, અથવા-અબુદ્ધ અકલહીન સમજે છે, તેથી જન સમુદાયને તે ગુપ્ત છે. **नाहं प्रकाशः सर्वस्य** હું સર્વ કોઇને પ્રગટ પ્રકાશીત નથી મને તો જે જ્ઞાની હોય તેજ ઓળખી શકે છે. બાકી **स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थत्वं पुरुषोत्तम** પોતેજ પોતાને જાણે છે. હે ! પુરૂષોત્તમ તમેજ સ્વસંવેદ્ય આત્મા છો, તેથી તમને તો તમેજ જાણો છો, અન્ય કોઇ તમને જાણી શકતું નથી કારણ કે તમે સર્વથી અવિંદ્યપણે રહ્યા છો હે ! ભૂત[૧]-ભાવન હે ! ભુતેશ, હે ! દેવના પણ દેવ હે ! જગતના નાથ હે ! પતી, હે સ્વામીન આપ સર્વ કોઇને અગમ છો, અલખ, છો અકળ, છો, તો પછી મારે આપને ક્યાં રહેલા જાણવા અને ક્યા રૂપમાં રહેલા જાણવા, તે જો હું સાંભળા યોગ્ય હોઉ તો મને આપ કેહેજો, જો હું તે વાતનો અન-અધિકારી હોઉં અને જો સાંભળવામાં વિષમ પરીણામ આવતું હોય તો મારે તે વાત સાંભળવા માટે કંઇ દુરાગ્રહ નથી. શું ! અર્જુનની લાવણ્યતા અને શું તેમની વાણીની ચતુરઈ અને શું તેમનું જ્ઞાન ધન્ય છે અર્જુનને અને

(૧) ભુતોના અધિષ્ટાન.

ધન્ય છે શ્રી ભગવાનને અને ધન્ય છે શ્રી ભગવાનની અનન્યભક્તીને અને ધન્ય છે એવા જ્ઞાનીઓના પારખનારને. ॐनमोनमः

જીવ-બ્રહ્મ અને માયા એ ત્રણ [૨]અનાદી સંજ્ઞાને ઇને સર્વ પ્રતિપાદન રૂપ વિષય છે. માયા અને બ્રહ્મના સંબંધમાં પ્રથમ જીવ એવા સમષ્ટવ્યષ્ટીવ્યક્તી ઇશ્વર થયા કે જેમણે નાના વ્યષ્ટીવ્યક્તી જીવો અને સંભ્રમરૂપ સર્વ દ્રવ્ય અને જગત પ્રપંચની રચના, પોતામાં, પોતે, પોતાપણે કરી છે.

પુનઃ આભાસવાદ—જેમ મહદ્આકાશ અંતરગત મહાકાશ અને મહાકાશ અંતરગત ઘટાકાશ તેમ મહદ્ ચેતન-આકાશ અંતરગત સમષ્ટીવ્યષ્ટીજીવ ઇશ્વર અને સમષ્ટી અંતરગત નાના વ્યષ્ટીજીવો છે, સમષ્ટી પણામાં અવ્યક્ત મહદ ચેતનઆકાશ અપ્રતીત બ્રહ્મ વસ્તુનો આભાસ અથવા પ્રતિબિંબ પડયું છે તેમ તત્ અંતરગત નાના વ્યષ્ટીવ્યક્તીઓમાં મહદાકાશનુ સમષ્ટી વ્યષ્ટીસંયુક્તનું પ્રતિબિંબ, અથવા આભાસ પડયો છે.

---

(૨) અનાદીના પ્રકાર—જીવ-ઇશ્વર, શુદ્ધ ચેતન અવ્યક્ત તત્વ બ્રહ્મ, માયા શક્તી ( અવિદ્યા અને વિદ્યા ), બ્રહ્મ અને માયાનો સંબંધ અને તેમનો સ્વસત્તાનો ભેદ ( અખંડ અવિકારી વસ્તુમાં અધ્યારોપ અને અપવાદ. )

જે પ્રકાશ સામાન્ય, સરખો વ્યાપક, થઇ રહ્યો હતો તે જ્યાં પ્રતિબિંબ ભાવને પામ્યો ત્યાં તે પુર્વના સામાન્ય ભાવનો વિશેશ ભાવ થયો, તેથી જે પદ અપ્રતી હતુ તે પ્રતીતીગોચર થયું, તેથી સમષ્ટીએ અને વ્યષ્ટીએ પોતાનો વ્યકતી ભાવ જોયો, અને બીજા અન્ય કોઈની સ્થીતી નહોતી તેથી પોતાનો એકોહં ભાવ જાણ્યો. જ્યાં જ્યાં પ્રતિબિંબ પડે છે ત્યાં ત્યાં સામન્યતાની વિશેશતા થાય છે અથવા બમણા (ડબલ) પ્રકાશે થાય છે. જેમ દર્પણ ઉપર સુર્યનો સામાન્ય પ્રકાશ દ્વીગુણ પ્રકાશ થવાથી અંધારા ઓરડાના કોઇ પદાર્થ ઉપર તે પ્રકાશને નાંખીએ તો તે પદાર્થને દર્શાવી આપે છે, અને સુર્યકાંત મણીમાં સામાન્ય પ્રકાશને પ્રતિબિંબપણામાં એકાગ્ર કરીએ તો તે નીચે ધરેલા રૂ કપાસને બાળે છે તેમ, જે સર્વ શકતી-માનપણુ સામાન્ય હતું તે દ્વીગુણ થયું તેથી સમષ્ટીવ્યષ્ટી સર્વશકતીમાન પ્રગટ ભાવમાં થયા, અને જગત પ્રપંચની રચના કરી. દર્પણ ઉપાધી માયા શુદ્ધસતો ગુણી હતી તેથી પ્રથમનો આભાસ શુદ્ધ પ્રકાશમય સ્વયંજ્ઞાન સ્વરૂપ થયો. વ્યષ્ટીવ્યકતીની દર્પણ ઉપાધી મલીનમાયા અથવા તુલાઅવિદ્યા રજો–તમો–અને મલીન–સત્વગુણથી અશુદ્ધ અથવા મેલી હતી તેથી તેમાં પડેલો આભાસ અશુદ્ધ અથવા મલીન થયો. તેથી જીવ અલ્પજ્ઞ અને અશકત રહ્યો. જેમ નદી કીનારાના વૃક્ષનુ પ્રતિબિંબ અથવા

આભાસ જળમાં ઉંધો દેખાય છે, અધો-મુખ દેખાય છે તેમ, જ્યાં જ્યાં પ્રતિબિંબ થયું ત્યાં ત્યાં ઉંધો ભાવ જણાયો,તેથી જગતની ઉત્પતી સ્થીતી અને લય, અને જગત નીયંતાપણું, સમષ્ટીવ્યષ્ટામાં થયું અને વ્યષ્ટી વ્યકતીઓમાં કર્મ-કર્તાપણું અને ફળ-ભોકતાપણું થયું; આ પ્રમાણે એકથી એક ઉંધું, અસલની, નકલ, (સમષ્ટીમાં) થઇ, અસલનું ઉંધું થયું, અને વળી તેની જે નકલ થઈ તેમાં વળી તેથી ઉંધુ થયું, એટલે જન્મ મરણનું લાકડું જીવમાં પેઠું, પ્રથમનો આભાસ અચળ. ભાવમાં રહ્યો અને તેનો જે પ્રતિ-આભાસ થયો તે સદા સંભ્રમ ચળીત ભાવમાં અસ્થિર રહ્યો. પ્રથમ આભાસ સર્વ પ્રતિ આભાસોના કારણ રૂપ છે. બિંબ વસ્તુ સમષ્ટીના પણ જીવ રૂપ છે અને વ્યષ્ટી વ્યકતીના પણ જીવ રૂપ છે; તેથી બિંબ વસ્તુ આદી અનાદી જીવ છે અને તેનો પ્રતિ આભાસ તે સમષ્ટીવ્યષ્ટી જીવ છે, તેથી તે પ્રાતી-ભાસીક જીવ છે અને વળી તેના પ્રતી-આભાસો જે નાના વ્યષ્ટીવ્યકતીઓ છે તેઓ પ્રતિ-આભાસના પણ પ્રતિ-આભાસો છે, અથવા પ્રાતી-ભાસીક જીવના પણ પ્રાતિ-ભાસીક જીવો છે. જેમ એક દર્પણમાં સુર્ય બિંબનુ પ્રતિબિંબ લેઈએ અને તેના સામુ બીજુ દર્પણ ધરીએ તો તે દર્પણસહીતનું પ્રતિબિંબ પુનઃ સામા દર્પણમાં પડે છે તેમ, વળી પ્રથમનો આભાસ બિશેશ પ્રકાશવાળો રેહે છે, અને આભાસના પણ

આભાસપણામાં તે પ્રકાશ મંદ થઈ જાય છે, તે પ્રમાણે જે શકતી અને જે જ્ઞાન અને પ્રકાશ સમષ્ટીપણામાં છે તે સર્વ નાના વ્યષ્ટી વ્યકતી જીવપણામાં મંદપણામાં રેહે છે, તેથી નાના જીવ અશકત અલ્પજ્ઞ અને જગત કર્તા ઇશ્વરના કાર્ય રૂપ થઇ રહ્યા છે. ઉપાધીના સંગ દોષથી ઉપાધીની વિક્રિયા પ્રત્યાભાસમાં જણાય છે.

**ૐકાર બ્રહ્મ** સામાન્ય બ્રહ્મ છે, તે પ્રતિ–આભાસમાં વિશેશ ભાવને પામે છે એટલે અ–પ્રતીતનું પ્રતિતીગોચર થાય છે અને જગતના કર્તા ભાવમાં અચળ અને અવ્યય અવિનાશી ભાવમાં રેહે છે. તેના પ્રતિ–આભાસો નાના વ્યષ્ટી વ્યક્તી જીવો, તેના પણ વીશેશ ભાવમાં થાય છે અને પોતાને દેહોહં અધ્યાસમાં પ્રગટ વ્યક્તીરૂપે માને છે અને ભોક્તા થઈને ભોગ્યપદાર્થને ભોગવે છે, અને પુનરાવર્તીના તાબે થાય છે, અને સંભ્રમ ચક્ર ઉપર ( ચકડોળ–ફૂજેત-ફાળકે) ચઢીને સદા અસ્થિર ભાવમાં રહે છે. સર્વ પ્રતિતીઓ ઉંધી ઉંધી અનુભવમાં આવે છે, અને તે કારણને લેઇને **ૐકાર** જેનુ સ્વરૂપ છે એવો જીવ યોનીજન્મ માતાના ગર્ભાશયમાં અધોમુખસ્થિતિમાં લટકતો રહીને નિવાસ કરે છે.

**ૐકાર** એકાક્ષર નામ છે, **મંત્ર** છે, અને બ્રહ્મસુચક છે, ૐ **मित्येकाक्षरं ब्रह्म व्याहरन** એકાક્ષર ૐ બ્રહ્મ સુચક છે. તે **અ**, ઉ અને **મ** અને અર્ધમાત્રા એ સાડાત્રણનો ૐકાર બનેલો છે. અકારમાં સ્થુળ દેહ અને સતોગુણ

અને જાગૃત અવસ્થાના સર્વ લોકનો સમાવેશ થાય છે. ઉકારમાં સુક્ષ્મદેહ, રજોગુણ અને સ્વપ્નલોકનો સમાવેશ થાય છે, મકારમાં-કારણદેહ ( ઈચ્છા, વાસના ) સુસુપ્તી લોક અને તમોગુણનો સમાવેશ થાય છે, અર્ધમાત્રામાં અવ્યક્ત ઇશ્વરમાં અવિદ્યાકૃત વ્યક્તીભાવનો સમાવેશ થાય છે, આ પ્રમાણે એક ૐકારમાં વ્યક્ત અને અવ્યક્ત, સાકાર અને નિરાકાર સ્થુળ અને સુક્ષ્મ, જડ અને ચેતન કર્તા અને કાર્ય, પ્રપંચ અને અ-પ્રપંચ, સર્વનો સમાવેશ થાય છે અને તેથીજ તે વસ્તુ બ્રહ્મ છે. અચળ સ્થિર છે અખંડ છે, અવ્યય છે, અને તેનાજ અણુંઅંશો તે નાના જીવો છે. **ममैवांशो जीवलोके जीवभूतः सनातनः** હે અર્જુન ત્રીલોકી જગતમાં જે જે જીવપણાની પ્રતિતિ છે તે તે મારાજ અણુંઅંશ રૂપ છે કે જે જીવભાવ સર્વ ભૂત પ્રાણીમાં સનાતન પણે રહેલો છે, આદી અનાદી સિદ્ધ, સ્થિત, અસ્તિત્વ, છે.

**શંકા**=જ્યારે બ્રહ્મ અચળ સ્થિર છે અને જીવ તેનોજ અણુંઅંશ છે તેથી તે પણ **અચળ** છે અને **સ્થીર** છે ત્યારે મૃત્યુકાળે દેહમાંથી જીવ ગયો એમ કેમ કેહેવાય છે ? જો જીવ જાય છે તો, તે, ક્યાં કયા પ્રદેશમાં જાય છે ? શાસ્ત્રોમાં પણ કહેલું છે કે મૃત્યુકાળ પછી જીવ પરલોકમાં ગમન કરે છે ( જાય છે. ) અને દેહ અને દેહાંતરોને પામે છે અને લોક અને લોકાંતરો ગમન અને આગમન

કરે છે ( આવ જા કરે છે. ) જો જીવઅંશ અચ્યુત, અચળ અને સ્થિર છે, તો પછી જે જાય છે તે કોણ, અને જે અચળ રહે છે તે કોણ ? બંને વાત એક બીજાની વીરૂદ્ધ છે, તેનું શું સમાધન કરવું ?

**સમાધાન**–જીવપણામાં બે ભાવ રહ્યા છે એક સામાન્ય અને બીજો વિશેષ, અથવા એક મુખ્ય અને બીજો અમુખ્ય અથવા એક સ્થિર અને બીજો સંભ્રમ અસ્થિર. જીવની વસ્તુ સ્થિતિ એક છે પણ તેનો સ્વભાવ અથવા પ્રકૃતિભાવ બે પ્રકારનો છે, એક ધ્રુવ અને બીજો અધ્રુવ અથવા એક કુટસ્થભાવ અને બીજો ચંચળભાવ એકજ વસ્તુના બે સ્વભાવ છે. જે સ્થીર ભાવ છે તે અંતરાત્મા ભાવ છે અને તેજ કુટસ્થ છે અથવા બિંબભાવ છે અને જે અસ્થિર ભાવ છે તે પ્રતિબિંબ અથવા પ્રતિ-આભાસ ભાવ છે. દર્પણમાંનો સુર્યનો આભાસ જ્યાં ફેરવીએ ત્યાં ત્યાં તે પડે છે અને જોકે પ્રકાશ ત્યાં ત્યાં આવજા કરે છે પણ બિંબને કે પ્રતિબિંબને ત્યાં ત્યાં જવું પડતુ નથી, તે તો પોતે અચળ રેહે છે. દર્પણ ફેરવીએ એટલે વિકાર થાય છે બાકી દર્પણનું સ્થાન બદલાતુ નથી, તે પ્રમાણે જીવનો પ્રકાશ, ( વાંછના )અહંમાં આવજા કરે છે એટલે કે પોતે બિંબભાવમાં અને પ્રતિબિંબભાવમાં અચળ સ્થિર રેહે છે અને પ્રતિ–આભાસ ભાવમાં તે એક દેહમાંથી બીજા દેહમાં જાય છે અને આલોકમાંથી પરલોક અને લોકાંત-

રોમાં જાય છે અને પુનરાવર્તીને ભોગવે છે પણ પ્રતિ આભાસ એ કંઈ વસ્તુ સ્થિતી નથી એતો એક સંભ્રમઆભાસ છે અથવા વસ્તુનો પડછાયો છે અથવા ઓળો , તેથી અસત્ય છે, તેની વસ્તુ સ્થિતિ તો બિંબ અને પ્રતિબિંબ પણામાં રહેલી છે. પ્રતિઆભાસ આવે છે અને પ્રતિઆભાસ જાય છે, અને પ્રતિઆભાસ અહંભાવમાં તીરોહીત થાય છે દેહ–દેહાંતરોમાં જાય છે અને લોક–લોકાંતરોમાં પણ જાય છે, આ પ્રમાણે સ્થિર સ્વભાવે જીવ અચ્યુત રહે છે અને અચ્યુત રહ્યો થકો પ્રત્યાભાસ દ્વારાએ અસ્થિર અથવા ચલીત ભાવનો અનુભવ કરે છે. જેમ દર્પણમાં લીધેલુ સુર્યનું પ્રતિબિંબ દર્પણમાં રહ્યું હોય છે પણ તેનો પ્રતિ-આભાસ જ્યાં જ્યાં ફેરવીએ ત્યાં ત્યાં જાય છે અને અંતે તે પ્રત્યાભાસ દર્પણના પ્રતિબિંબમાં પાછો આવીને સમઇરહે છે અને પ્રતિબિંબ પોતાના અસલ બિંબમાં સમઇ રહે છેતેમ.

પ્રત્યેક વ્યક્તી જીવનું સ્વરૂપ પ્રતિઆભાસ રૂપ છે. સમષ્ટીવ્યષ્ટી તે અવ્યક્તબિંબના પ્રતિબિંબ રૂપ છે અને તેનું પુનઃ પ્રતિબિંબ તે જીવાભાસ છે, અથવા પ્રત્યાભાસ છે અસ્મિતા અહં પ્રથમ બિંબ છે અથવા પ્રથમ જીવ છે અથવા મુખ્ય જીવ છે અથવા પ્રથમ ભાસ, ( પ્રકાશ, અથવા બિંબસુર્ય ) છે, અને તેનુ સમષ્ટીભાવે પ્રતિબિંબ થયું તે અમુખ્ય જીવ છે અને નાના વ્યક્તીઓમાં જે પ્રતિબિંબા-ભાસો છે તે નાના જીવો અમુખ્ય જીવના પણ અમુખ્ય

જીવો છે. અ-પ્રતીત અને સામાન્ય-પણું તે જીવનું મુખ્ય-પણું છે, કારણ કે તે પદ અવ્યય-અવિનાશી છે, અને સામાન્યતાની પ્રતીતીરૂપ વિશેષતા, જીવનું અમુખ્યપણું છે, કારણ કે વિશેશભાવ અંતમાં સામાન્યભાવમાં લય થાય છે તેથી એકકાળાવિચ્છિંન છે, અને તેથી અનિર્વચનીય છે, અને તેથી તે વિનાશી છે, અને તેથી તે માયા રૂપ છે, **માયા-અતીત જીવ** મુખ્ય છે અને માયા સહીત માયાવિશિષ્ટ જીવ અમુખ્ય છે અને તેના પ્રત્યાભાસોની અમુખ્યતા તો તેથી પણ વિશેશ અમુખ્ય છે, અને વિનાશતા પણ વિશેશ છે અને માયાના પણ કાર્યરૂપ તુલામાયારૂપ છે અને તુલાવિશીષ્ટ અજ્ઞાનરૂપ છે. સાંભવી ઇંદ્રજાળ છે.

મુખ્ય (સુર્ય) અહંના ભાસમાંથી પ્રતિઆભાસ, અથવા પ્રતિબિંબ એવુ અમુખ્યપણુ થયું, પુનઃ તેનો મુખ્ય અહંમાં તિરોભાવ અને પુનઃ તેમાંથી પ્રકાશીત થવું તે સમષ્ટીભાસ અથવા સુર્ય અથવા નાના જીવોની અપેક્ષાએ મુખ્ય ભાસ છે અને નાના જીવો તે મુખ્યમાંથી થયેલા અમુખ્ય જીવો છે અથવા પ્રતિઆભાસો છે અથવા સ્વપ્ન નરો છે.

સુસુપ્તીમાં અહં જેમ સામન્યતાને પામે છે તેથી તે અહં અપ્રતીત રેહે છે અને જાગૃત અને સ્વપ્નમાં તે અહં પ્રતીતીમાં આવે છે, વળી તે અહં વિશેશપણામાં રેહે છે. સામાન્યતા એ તેનુ અસલ સ્વરૂપ છે, અને વિશે-

પતા એ તેનુ નકલ સ્વરૂપ છે. મુખ્ય ભાવમાં જીવસ્થાણુ અચળ અચ્યુત રેહે છે અને અમુખ્ય ભાવે તે પોતાના અનિર્વચનીય પ્રદેશમાં હરફર આવજા કરે છે તેમ. જીવની સ્થીતીના બે પ્રકાર છે એક સ્થિર, અચળ ધ્રુવ, અચ્યુત અને બીજો પ્રતી–આભાસરૂપ, અસ્થિર–ચંચળ, ચલીત, અધ્રુવ. સ્થીર સ્થિતિમાં અસ્થિર અધ્રુવ ચલીત ચંચળ ભાવોના આભાસો અનુભવ કરે છે તેથી તેની અચળ સ્થિતિ ભુલઇ ગઈ છે. જેમ આગગાડીમાં કે વહાણમાં બેઠેલો માણસ બહારના પદાર્થોને ગતીમાન દેખે તેમ. સ્થીર અને અસ્થિર બંને ભાવો એકજ વસ્તુમાં રહ્યા છે अह મુખ્ય ભાવમાં સ્થીર છે, અને અમુખ્ય ભાવમાં તે અસ્થિર છે. જેમ વૃક્ષ અને તેની છાયા. વૃક્ષમાંથી બહાર જાય છે અને પુનઃ પાછી વળી તે સ્થીર વૃક્ષમાં સમઇ રહે છે તેમ એક વસ્તુમાંજ બંને ભાવ રહ્યા છે. વસ્તુ અને તેની છાયા. (સંભ્રમ.) શ્રી મુખે કહ્યું છે કે—

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः
मनः षष्ठानींद्रियाणि प्रकृतिस्थानिकर्षति
शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः
गृहीत्वैतानि संयाति वायुर्गंधानि वाशयात्
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेवच
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम्
विमूढा नानु पश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥

અર્થ—નાના વ્યષ્ટીજીવો સમષ્ટીજીવસમુહમાં વ્યષ્ટીવ્યકતી થયેલા મારાજ અણુંઅંશરૂપ છે તેથી જેવો હું છું તેવાજ તે મારા અણું અંશો છે (કારણ કે હું અણું અંશોથીજ સમષ્ટી બન્યો છુ) અને જેવો હુંસનાતન છુ તેવાજ મારા અણું અંશો પણ સનાતન છે. વર્તમાન દેહના પ્રારબ્ધનો અંત થાય છે ત્યારે દેહ મૃત્યુ પામે છે. તે સમયે વ્યકતી જીવ, મન અને શ્રોત્ર ત્વચા ચક્ષુ જીભ્હા અને ઘ્રાણુ એ પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠુ મન એ છ વસ્તુને જીવ સાથે લેઇને જાય છે અને અવિદ્યા પ્રકૃતીમાં સ્થિત રહેલો તે જીવ મૃત્યુ મુર્છા અને વિસ્મૃતી ભાવમાં જાય છે. જેમ જાગૃતના જીવને સ્વપ્ન ઉદય થતાં પુર્વ સ્થીતીનોં સ્મૃતી ભ્રંશ થાય છે તેમ જીવાત્મા (મન અને પાંચ જ્ઞાનેંદ્રિયોને સાથે લેઇને) પોતાની ઉપાધી તુલા અવિદ્યામાં તિરોહીત લય થાય છે અને ભાવી દેહની પ્રાપ્તી થતાં અને વિસ્મૃતીમાંથી પોતાના અહંની પુનઃ સ્મૃતી થતાં તે મન અને જ્ઞાનેંદ્રિયોનો અનુભવ કરે છે; સુગંધ વાળા સ્થાનમાં રહેલો વાયુ જ્યારે પવન થઇને જાય છે ત્યારે તે સ્થાન વાળી સુગંધ પણ લેતો જાય છે કારણ કે તે વાયુના સ્વરૂપમાં તાદાત્મ્યતા પામેલી છે તેથી પવન સાથે તે સુગંધ

આપો આપથી જાય છે અને વાયુ તેને આપો આપથી લેઈ જાય છે, તે પ્રમાણે જીવાત્મા મન અને પાંચ જ્ઞાનેંદ્રિયોને સાથે લેઇ જઇને ભાવી દેહમાં નિવાસ કરે છે, અને મનનું પ્રધાનપણું રાખીને તે પાંચ ઇંદ્રિયો શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એવા તેમના પાંચ વિષયોને તેઓ ભોગવે છે અને જીવાત્મા તેનો અનુભવ કરે છે. વ્યકતી જીવાત્મા એક દેહમાંથી બીજા ભાવી દેહમાં ઉત્ક્રમણ કરતો તેમજ તે અચ્યુત સ્થીર ભાવમાં રહ્યો છે તે તેમજ સુક્ષ્મભાવમાં રહ્યો થકો તે પંચ વિષયોને ભોગવે છે તે, એ સર્વ બાબતોને તત્વદર્શી જ્ઞાની માહાત્મા જ્ઞાનચક્ષુ દ્વારાએ જુવે છે અથવા જાણે છે, સંભ્રમથી વિમૂઢ થઇ ગયેલો જીવ તે બાબત કંઇ પણ જણી શકતો નથી. જેમ જાગૃતનો જીવ સ્વપ્ન કાળમાં મન દ્વારાએ સ્વપ્ન પ્રદેશમાં સ્વદેશ સ્થીતી કે પરદેશ ગમન કરે છે. અને પંચ વિષયના ભોગનો અનુભવ કરે છે, તેમ દેહાંત મૃત્યુ થયા પછી પુર્વ કર્મો અને વાસનાઓના અનુસારે ભાવી દેહને પામે છે અને પુર્વના સંસ્કારો સ્વપ્ન શ્રષ્ટીની પેઠે ભાવી સર્વ રચના કરે છે, વર્તમાનકાળમાં જે અનુભવાય છે તે પણ તેવી સંસ્કારજન્ય સ્વકૃત રચના છે પણ અજ્ઞાન આચ્છાદીત છે તેથી સ્વકૃતની ગમ નથી. ( स्वकंस्वपं दर्शयामात्मभूय: ) મન અને પાંચ જ્ઞાનેંદ્રિયો દ્વારાએ પંચ વિષયોને તે ભોગવે છે. આ પ્રમાણે આ દેહ અને

ભાવી દેહ તેમજ આલોક અને ભાવીલોક સ્થીતીને જીવ પામે છે. અનિર્વચનીય શ્રષ્ટી રચના કરવી અને તેને ભોગવવી એ જીવપદનો સ્વભાવ છે.

જેમ સ્વપ્ન દશામાં જીવ અચળપણે રહ્યો થકો જીવાભાસ દ્વારાએ દેશ પરદેશ ગમન આગમન અનુભવ કરતો પોતાને જણાય છે તે પ્રમાણે જીવ અચળ કુટસ્થ હોવા છતાં પણ સ્વપ્ન દશાની માફક અવિદ્યાકૃત સંભ્રમ, સંનીપાત ભ્રમણાઓમાં ગળકાં ખાધે જાય છે અને સ્થીર હોવા છતાં ઈંદ્રજાલીક પ્રકૃતી સ્વભાવને લેઇને જીવજ એક દેહમાંથી જતો અને આલોકમાંથી પરલોકમાં જતો, સ્વર્ગમાં જતો નરક લોકમાં જતો અને ત્યાંનાં સુખ દુઃખને ભોગવતો પોતેપોતાને જણાય છે. પ્રત્યાભ્યાસમાં વિક્રિયા થાય છે તે અચળ જીવ ભાવમાં અનુભવાય છે. જેમ પતંગ ઉડાડતાં આકાશમાં જાય છે અને પાછો ઉતારતાં ચઢાવનારના પાસે આવે છે અથવા જ્યાંથી ચઢયો ત્યાં પાછો આવે છે તેમ પ્રત્યાભાસ દ્વારા એ જીવ સર્વ સંભ્રમ પ્રપંચનો અનુભવ પોતામાં કરે છે અને પ્રત્યાભાસ દ્વારાએ દેહ દેહાંતરો અને લોક લોકાંતરોનો ગમના ગમન અને ભોક્તા ભોગ્યરૂપ અનુભવ કરે છે તોપણ તે સર્વ પોતામાં પોતાપણે પોતેજ કરે છે અને ભોગવે છે, જેમ સ્વપ્ન દશામાં થાય છે તેમ પોતેજ કર્તા–કાર્ય અને પોતેજ ભોક્તા ભોગ્ય અને પોતેજ દેશ, કાળ અને વસ્તુ છે, તેમ.

આ પ્રમાણે જીવાત્મા સંભ્રમ પ્રપંચનો અનુભવ, (પ્રવાહ ભાવમાં) સદા કરતો રેહે છે.

ૐકાર બ્રહ્મસ્વરૂપ છે, અસ્મિતા અહંરૂપ છે, તે પ્રતિબિંબાત્મક થવાથી, હું-હું—अहमस्मि પ્રગટ થયું, તે ૐ કારના વિસ્તારમાં પ્રથમ ગાયત્રીછંદ થયા, અને ગાયત્રી છંદના વિસ્તારમાં વેદોનું જ્ઞાન પ્રગટ થયું, અને વેદોના વિસ્તારમાં જગત પ્રપંચ થયો આ પ્રમાણે એકજ ૐકાર સર્વરૂપ થઇ રહ્યો છે અને તેથી એક જ ૐકાર પ્રત્યેક વ્યક્તીમાં વ્યાપ્યભાવમાં રહ્યો છે (ઉપહિત ચેતન) અને એક જ ૐકાર પ્રત્યેક વ્યક્તીના બાહ્યાભ્યંતર વ્યાપક ભાવમાં (વિહીત ચેતન) થઇ રહ્યો છે. એકજ ૐકાર બિંબ પણામાં સ્થિત છે અને એકજ ૐકાર પ્રતિબિંબ પણામાં આભાસ રૂપે જણાય છે. તેથી પ્રત્યેક વ્યક્તી ૐકાર સ્વરૂપ છે. દ્રષ્ટાજ દ્રષ્યાકાર થાય છે અને જો દ્રષ્ટા ૐકાર સ્વરૂપ છે તો દ્રષ્ય સર્વ ૐકાર સ્વરૂપ છે જેમ સ્વપ્ન દ્રષ્ય દ્રષ્ટારૂપ છે તેમ અને દ્રષ્યસર્પ અધિષ્ટાન રજ્જુ છે તેમ એક જ બિંબ પ્રથમ જીવ છે અને તે જ મુખ્ય જીવ છે અને તે જ સમષ્ટીવ્યષ્ટીમાં જીવાભાસ થયા છે. અને તેજ જીવ નાના વ્યષ્ટીઓમાં પ્રત્યાભાસ અમુખ્યજીવો થયા છે. જેમ સ્વપ્નમાં સ્વપ્નનરો થાય છે તેમ પ્રત્યેક વ્યક્તીમાં એક જ ૐકાર અહં પ્રકાશ કરી રેહે છે અને તેનીજ સત્તાથી સંભ્રમ પ્રપંચનો, સર્વ વ્યક્તીઓ, પોતે પોતામાં પોતાપણે

અનુભવ કરે છે. બિંબરૂપ જીવમુખ્ય છે અથવા સામાન્ય જીવ છે અને પ્રતિબિંબ રૂપ[1] જીવ અમુખ્ય છે, અથવા તો વિશેશ જીવ છે, અથવા બિંબરૂપ જીવ પામાર્થીક જીવ છે. સમષ્ટી જીવ વ્યવહારીક જીવ છે અને નાના વ્યકતીઓ પ્રાતિભાસિક જીવો છે. જાગૃતમાં જીવને વિશ્વ કેહે છે. સ્વપ્ન દશામાં જીવને તૈજસ કેહે છે અને સુસુપ્તીદશામાં જીવને પ્રાજ્ઞ કેહે છે.

ૐકારનાજ વિસ્તારરૂપ જગત રચના છે એમ જે જાણે છે તેજ વેદવીત છે. यत्संवेदस्तुवेदवित् હે ! અર્જુન એવુ જાણનારને તું વેદવેત્તા જાણજે उर्ध्वमूल मधः शाखा અવિદ્યામાં પ્રતિબિંબાત્મક થવાથી ૐ અધોમુખ ' ' થઈ ગયું છે, મુળ ઉચાં, અને મધ્યમાં, શાખા, અને ટોચ નિચે, જેમ નદી કીનારે અશ્વત્થ પીંપળાનુ વૃક્ષ હોય અને તે જળ પ્રવાહમાં ઉંધુ જણાય તેમ સર્વ પ્રપંચ ઉંધો જણાય છે અસ્થિર છે તે છતાં સ્થિર જણાય છે અને અસત્ય છે તો પણ સત્ય જણાય છે, અને અસાર છે, તોપણ સારરૂપ જણાય છે અને દુઃખ રૂપ છે તો પણ સુખરૂપ જણાય છે. એ પ્રમાણે સર્વ ઉંધુ ઉંધુ જણાય છે. પ્રત્યેક વ્યકતીમાં સંભ્રમ રૂપ અશ્વત્થ રહ્યો છે અને તેનાં મૂળ દ્રઢ છે અને ઘણાં ઉંડાં છે, તેથી તેનો વિનાશ થતો નથી અને તેનો

---

૧ જીવના પ્રકાર—પામાર્થીકજીવ, વ્યવહારીક જીવ, પ્રાતિભાસીક જીવ.

ઉચ્છેદ પણ થતો નથી માટે તેનો ઉચ્છેદ કરવામાં અસંગતા, અરૂચી, અપ્રીતી, રૂપ શસ્ત્રનો ઉપયોગ કરીને તેનું ઉચ્છેદન કરવું.

ૐકાર એક છે તોપણ ચેતનઆકાશ છે.

यथाकाशः स्थितोनीत्यंवायुः सर्वत्रगोमहान जे प्रमाणे

પંચમહાભૂત મહદાકાશ, સર્વત્ર સર્વગત સુક્ષ્મ–વાયુતત્વ હવાને ધારણ કરી રેહે છે તે પ્રમાણે હું ચેતન આકાશ સર્વભૂત પ્રાણીને, જગત પ્રપંચ સર્વને ધારણ કરી રહું છુ.

तावान् सर्वेषुवेदेशु ब्राह्मणस्य विजानतः ॥

વેદોમાં જે જે ફળ પ્રાપ્તીનું વિધાન કરેલું છે તે સર્વ ફળ ( ફળનું અંતિમફળ ફળનુ પણ ફળ ) બ્રહ્મ જાણનાર બ્રહ્મજ્ઞાનીને થાય છે. બ્રહ્મગતી થાય છે.

यावानर्थउदपाने જેમ એક મોટુ જળાશય બીજાં નાનાં જળાશયોની ગરજ સારે છે તે પ્રમાણે બ્રહ્મજ્ઞાનના ફળમાં બીજાં સર્વ ફળોનો સમાવેશ થઇ જાય છે. કૈવલ્ય મોક્ષ થાય છે.

यद्मोंकारगम्यं અગમ્યબ્રહ્મ ૐકારના જ્ઞાન દ્વારાએ યથાવત ગમ્ય થાય છે.

भीम्ना प्रकृतिरष्टधा મારી માયા અથવા પ્રકૃતીના

અષ્ટધા એટલે આઠ પ્રકાર છે, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથિવ, અહંકાર, મહતત્વ, અને સ્વરૂપ અજ્ઞાન.

દેહના ધર્મ અથવા વિકાર છ પ્રકારના છે जायते, अस्ती, वर्धते, विपिरण, अपक्षीयते, विनश्यति. દેહાધ્યાસથી વ્યકતીઓને જન્મ મરણ પોતામાં (સંભ્રમ) જણાય છે.

ઉપર પ્રમાણે જે જાણવું તેને 'જ્ઞાન' સંજ્ઞા અપાય છે, અને તે જ્ઞાનને પોતાના આપોપાથી અભિંન જાણવું તેને 'વિજ્ઞાન' કેહે છે. જ્ઞાન અને વિજ્ઞાન, અથવા વિજ્ઞાન સહીત જ્ઞાનને એક સંજ્ઞા 'જ્ઞાન' એવી આપેલી છે અને તેથી શ્રી શંકરાચાર્ય ભગવાન એક સંજ્ઞા આપીને કેહે છે કે જ્ઞાનથી હીનપણામાં અથવા જ્ઞાનથી રહીત પણામાંઅન્યસાધનોકરતાં કરતાં બીજા સો જન્મો વહી જશે તો પણ કૈવલ્ય પદ અત્યાંતિકમોક્ષ કદીકોઇનેપણથશેનહી.મોક્ષતો સ્વ–સ્વરૂપના જ્ઞાનથીજ થશે. અન્ય સાધનોથી તો સંભ્રમ બન્યો રેહેવાથી માત્રઉત્તમ લોકની પ્રાપ્તી થશે પણ પુનરાવર્તી ટળશે નહી માટે હે ! અશક્તઅજ્ઞાની જીવતું સર્વ સમર્થ, તરણાનો મેરૂ અનેમેરૂને તરણા સમાનકરવા સમર્થએવા શ્રીહરીનું શરણલે અને શ્રીગોવિંદપ્રભુનુ ભજનજ કર. તુલસીદાસજી કેહે છે કે–

"જો ચેતનકુ જડ કરે, જડહીં કરે ચૈતન્ય;
અસ સમર્થ રઘુનાયકહી, ભજહીં જીવ સો ધન્ય
સુન ખગેશ હરી ભકતી બીહાઈ

જો સુખ ચાહહી અન્ય ઉપાઇ
તે શઠ મહા સિંધુ બિનુ તરણી (નાવ)
પેરિ પાર ચાહત જડ કરણી
(દોહા) સેવક સેવ્ય ભાવ બિન, ભવ ન, તરિય ઉરગારી
ભજહુ રામપદ પંકજ, અસ સિદ્ધાંત વિચારી.
સો સુખ કર્મ ધર્મ જરિ જાઊ, જહઁ ન રામપદ
પંકજ ભાઊ
યોગ. કુયોગ, જ્ઞાન, અજ્ઞાનુ, જહાં ન રામ પ્રેમપરધાનૂ."

શ્રીહરીના નામસ્મરણનો પ્રતાપ એવો તો બળવાન છે કે—મનુષ્યનાં પાપ થાકે છે અને પુન્યનો પ્રભાવ આગળ પડતો થાય છે. सर्व धर्मान्परित्यज्यमामेकं शरणंव्रज સર્વ ધર્મને મુકી દેઇને તુ મારા એકનુજ શરણુ લે મારી શરણ ભકતીને લેઇને હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ અને અંતમાં હું તને મોક્ષ પ્રાપ્તી કરી આપીશ.

શંકા—લેખનીસમાપ્તીમાંલખવાનું કે મનુષ્યનેગમેતેટલું જ્ઞાન થાય તોપણ કોઇ હું અને મારૂ મુકતુ નથી અને જગત સંસાર જુઠો છે, સ્વપ્ના જેવો છે, માટે હાની લાભમાં સુખ દુઃખ ગણવું નહી, એવું કેહે છે તો પણ જ્ઞાની કે અજ્ઞાની કોઈ તેને મુકતો નથી પણ સર્વ કોઈ ઓછો કે વધતો રાખી રેહે છે તે શંકાનુ શું સમાધાન છે?

સમાધાન—જ્યાં સુધી સંસારમાં રૂચી રેહે છે ત્યાં સુધી વ્યવહાર સત્યપણે થાય છે એમ જાણવું અને તેથી

ચીત શુદ્ધિમાં તેટલી ન્યુનતા છે એમ જાણવું માટે પ્રાપ્ત સાધનોનો ત્યાગ કરવો નહીં અને અપ્રાપ્ત સાધનોને પ્રાપ્ત કરવાં અને ઇશ્વર પ્રણીધાન સંપાદન કરવું.

શંકા—જ્ઞાન થયા પછી અને સર્વ જુઠુ જાણ્યા પછી પણ, અસત્યનો ત્યાગ થતો નથી, તેથી કોનામાં ન્યુનતા છે, જ્ઞાનમાં, કે જીજ્ઞાસુમાં ?

સમાધાન—જુઠાને જુઠુ સમજ્યા તેથી કંઈ જુઠુ નાશ પામતુ નથી. અસત્યને જેવુ તે અસત્ય છે તેવુ તેને અસત્ય જાણીએ ત્યારે સત્ય જાણ્યુ કેહેવાય. જેમ સર્પને સત્ય સર્પ જાણીએ છીએ તેથી તેનો ત્યાગ કરીએ છીએ તેમ, વીશને સત્યવીષ જાણીને ત્યાગ કરીએ છીએ તેમ સંસાર પણ જો અસત્ય જણાયો હોય તો તેનો આપોઆપથી ત્યાગ કરીએ એટલે કે આસ્થા ઉઠાવી લેઇએ પણ તે પ્રમાણે હજી થયું નથી પુર્વા પરના અધ્યાસથી સંસારને સત્ય માનેલો છે તેથી તેનો અભાવ થતો નથી. પણ રૂચી રેહે છે. પુર્વાપરનોઅધ્યાસ અજ્ઞાનને લેઇને બન્યો રહ્યો છે. અજ્ઞાનની બે શકતીઓ છે એક આવરણ શકતી અને બીજી વિક્ષેપ શકતી, આવરણ શકતી વસ્તુનુ અસલ સ્વરૂપ આચ્છાદન કરીને પોતાનુ સંભ્રમ સ્વરૂપ સત્ય મનાવી રેહે છે તેની સ્વસ્વરૂપ જ્ઞાન દ્વારાએ નિવૃત્તી થાય છે. બીજી વિક્ષેપ શકતી મનની ચંચળતા દ્વારાએ અસ્થિરતા રાખે છે તેને માટે નામ

સ્મરણ મંત્ર જાપ ધ્યાન ધારણા યોગ–વિધાન અને ઇશ્વર પ્રણીધાનથી મનની પુનઃ પુનઃ એકાગ્રતા કરવાથી વિક્ષેપ શકતીનો નિગ્રહ થાય છે. જ્ઞાનની કંઇવાતો કર્યે જ્ઞાન પરી પક્વ થતું નથી પણજ્ઞાનને વર્તનમાં મુકવાથી તે પરીપક્વ થાય છે માટે રેહેણીની જરૂર છે એકલી કેહેણી તો અજ્ઞાનનું પણ અજ્ઞાન છે, અને યથેષ્ટાચરણદ્વારાએ અધોગતીમાં લેઈ જનાર થાય છે.

મહાત્મા ચરણદાસજી કેહેછે કે—"જો કોઇ કરણી ના કરે, બહોત કરે બકવાદ, રીતા (ખાલી) જાણો તાહીકો, છુટે ના જગ વ્યાધ." (વ્યાધી.)

હે! અશરણશરણનાથ હું પણ આવા બકવાદજ કરી જાણું છું રેહેણી ઉપર તો મારાથી જરા પણ ટકી શકાતું નથી તો અંતમાં મારી શી ગતી થશે? માટે હે! દીનબંધુ દીનાનાથ જગત કર્તા–ભર્તા–સંહર્તા, જાનકી જીવન, રાધેશ્યામ, બં–બં–બંભોલાનાથ મારી વાહરે ચઢજો, મને સર્વ સંભ્રમદોષોથી મુકત કરજો, અને મને આપનોજ પુત્ર, અને આપનોજ ભકત માની લેજો, અને પરલોક ગતીમાં આપજ મને સાહ્ય થજો.

જે કોઇ મુમુક્ષુ આ લેખને ગુરૂ મુખ સમજીને એક વાર પણ લક્ષ્ય પુર્વક વાંચશે અથવા **अध्येश्यते चयइमं धर्म्यं संवाद मावयोः** જે કોઈ મનુષ્યઆ ધર્મસંવાદનું શ્રવણ પઠન કે કથન કરશે તેને તત્વ શ્રી કૃષ્ણ પરમાત્માનાંસાક્ષાત

અલૌકીક દર્શન પ્રગટ થશે. સાક્ષાત એટલે દ્રષ્ટિગોચર એટલે કે જાગૃત સ્વપ્ન અને સુસુપ્તી અથવા સ્વર્ગ મૃત્યુ અને પાતાળ લોક સ્થિતિના લોકથી જે દર્શન થઈ શકે નહીંતેવાં દર્શન (૧અનુપલબ્ધ) થશે. ત્રણે લોક સ્થિતિમાં ન બને તેવાં અદભૂત અતિંદ્રિય દર્શન થશે, જ્ઞાનચક્ષુ દ્વારાએ સાક્ષાત દર્શન થશે, જે દર્શન અપ્રગટ છે તે દર્શન પ્રગટ થશે એટલે કે ज्ञानमुद्राय कृष्णाय શ્રીકૃષ્ણ કે જે જ્ઞાનની મુર્તી છે તે મુર્તીનાં સાક્ષાત દર્શન થશે, જે જેવું હોય તેને તેવુ જોવું, અથવા જાણવું તે તેનું દર્શન કરવું કેહેવાય છે. જે દર્શન ચર્મચક્ષુ દ્વારાએ થાય છે તે દર્શન વ્યકતી માન દર્શન થાય છે અને જ્ઞાનચક્ષુ દ્વારાએ જે દર્શન થાય છે તે અવ્યકત (અમર્યાદ) દર્શન થાય છે. ચર્મચક્ષુ નેત્ર ઇંદ્રિય વ્યકતી સ્વરૂપ છે તેથી તે માત્ર વ્યકતી સ્વરૂપનાંજ દર્શન કરી શકે છે અને જ્ઞાનચક્ષુ છે તે અવ્યકત અતિંદ્રિયશ્રીકૃષ્ણ પરમાત્માનાં યથાવિધદર્શન કરવાને યોગ્ય ચક્ષુ 'જ્ઞાનચક્ષુ' છે, જે જે વ્યકતી સ્વરૂપ હોય છે તે તે વિનાશી ધર્મવાળુ હોય છે, અને જે જે અવ્યકત હોય છે તે અવિનાશી ધર્મ વાળુ હોય છે, તેથી વ્યકતીમાન દર્શન વિનાશી છે અને અવ્યકત દર્શન અવિનાશી છે, ત્રણે કાળ સત્ય છે, વ્યકતીમાન દર્શન

---

૧ પ્રમાણના પ્રકાર—પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ, શબ્દ પ્રમાણ, અર્થાપત્તિ પ્રમાણ. અને અનુપલબ્ધિ-પ્રમાણ.

એક-કાળા-વિચ્છિંન હોય છે તેથીં તે ત્રણે કાળ જેવુંને તેવું રેહેતુ નથી, વર્તમાન કાળમાં સત્ય અને ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં અસત્ય રેહે છે, તેથી તે વિનાશી છે અને અવ્યક્ત દર્શન, ભૂત-ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જેવું ને તેવું રેહે છે માટે તેવાં દર્શન અવિનાશી દર્શન છે શ્રીમુખ અર્જુનને કેહે છે કે—

दिव्यं ददामितेचक्षुः पश्यमेयोग मैश्वरं. । नतुमाम् शक्यसे द्रष्टु मनेनैवस्व चक्षुषा. ॥ હે! અર્જુન તારી સ્વચક્ષુ ચર્મચક્ષુ દ્વારાએ તું મારૂં યથાવિધ દર્શન કરી શકવાનો નથી માટે મારૂ યથાવત દર્શન કરવાને માટે હું તને દીવ્ય જ્ઞાનચક્ષુ આપુ છું તે દ્વારાએ (તું મારા ઐશ્વર્યનો અને અઘટ ઘટનાને ઘટાવાનો યોગ એવા સર્વ શક્તીમાનપણાને જો.) જેવો હું છુ તેવો તું મને જો એટલે તું-મારૂ દર્શન કર.જે એકદેશી હોયતે સર્વદેશી વસ્તુને કેવીરીતેગ્રહણ કરી શકે? એટલે દર્શન કરી શકે. ભાવીક ભક્તજનો જે વ્યક્તી સ્વરૂપે દર્શન પામે છે તે તેમની તેવી તેવી ભાવનાઓ-તેમને તેવું તેવું દર્શન કરાવે છે. કારણ કે સર્વવ્યાપક ચેતન-વસ્તુનો સર્વ શક્તીમાનપણું એ પોતાનો વસ્તુ ધર્મ છે તેથી જે જેવું સત્ય ચિંતવે સમ કે વિષમ તેને તેવું સત્ય થાય સર્વ સંસિદ્ધ થાય કારણ કે તે ચેતન વસ્તુનો વસ્તુ સ્વભાવ છે. વસ્તુની સ્થિતિ અવ્યક્ત છે, અવ્યક્તનાં-વ્યક્તીમાન દર્શન અવસ્તુરૂપ છે. જે

અવસ્તુ હોય તે અસત્ય-હોય માટે વ્યકતીમાન દ
સાકાર દર્શન તે ૧અસત્ય દર્શન છે વાસ્તિવક દર્શન
વાસ્તિવક દર્શન તો અવ્યકત ભાવનાં કરવાં તેજ
દર્શન છે. સાકારરૂપનાં દર્શન માચીકભાવમાં થાય છે
જાલીક છે તેથી સંભ્રમરૂપ છે. વાસ્તવીક નથી. ક

(૧) માત્ર પર્માર્થ દશામાંજ અસત્ય. વ્યવહારીક, પ્ર
સીદ્દ, અને પાર્માર્થીક, એ ત્રણે દશાઓમાં જુદી જુદી ર
લેવાની છે, એ ત્રણેને એકાકાર ગણવા જતાં, ઉલટો નાસ્તી
વચમાં, ઉભો થાય છે; નાસ્તીક ભાવ મહા રસાતળ અધોગ
સ્વપ્ન જાગ્રત (આપણે) તે જાગૃત-જાગૃત (જ્ઞાન જાગૃત)નો
કેવી રીતે કરે; એ ત્રણે દશાઓ પોતપોતાની અવસ્થાઓમાં
છે. કર્તા-અકર્તા-અને અન્યથા કર્તા (માત્ર કથન) ત્રણે સ
દોના પ્રકાર છે. પારમાર્થીક અવિકારી બ્રહ્મતત્વ, વ્યવહારીક
હોવા છતાં પણ માયા શકતીને લેઇને જ કર્તા પણું બાકી
(પ્રપંચ) કર્તા પણું અને બ્રહ્મ (ઇશ્વર)નુ અકર્તા પણું અને
ભાસીક દશામાં અનિર્વચનીય જગત પ્રપંચનુ અનિર્વચનીય
કર્તા પણું એમ સમજવું. સ્વપ્ન જાગૃત વ્યક્તી તે જ્ઞાન
અનુભવ કરવાને અશક્ય છે. વ્યવહારીક જાગૃતને પણ વ્યક
રેહે ત્યાં સુધી જ્ઞાન જાગૃત અવિકારી પદમાં કાયમ સ્થીતી થ
માટે વ્યક્તી સ્થીતીમાં સેવ્ય અને સેવક ભાવજ રાખવાનો છે
તજ્ઞાન અન-અધિકારીને વિષમફળ આપે છે તેથી શાસ્ત્રોમાં
પડદે બોધ કર્યો છે માટે એકદમ આપડે પણ આખા જ્ઞા
બેસવું નહી. પણ **अनेक जन्मसंसिद्धः** એ ન્યાયે ક્રમદ્દારા

કહ્યું છે કે अव्यक्तं व्यक्ति मापन्नं मन्यतेमाम बुद्धयः હું અવ્યકત વસ્તુછુંતે છતાંઅબુદ્ધઅજ્ઞાનીલોકો-મને સાકાર વ્યકતીમાન માને છે, નિરાકાર છુ તોપણ સાકાર માનેછે, અને સર્વત્ર વ્યાપક સવ દેશી છુ તોપણ મને મનુષ્ય આકૃતીમાં માને છે અને વિશ્નુપુરી વૈકુંઠલોક એવા એક પ્રદેશમાં નિવાસ કરી રહેલો સમજે છે. કારણકે તેમનેમારા પરમ-એટલે શ્રેષ્ઠ ભાવનું જ્ઞાન નથી કે હું અવ્યકતઅવ્યય છું, અવિનાશી છું. જે જે વ્યકતીમાન હોય છે જે જે નામ વાળી વસ્તુ હોય છે, જેને નામસંજ્ઞા હોય છે જેને રૂપ સંજ્ઞા હોય છે તે કદી અવિનાશી થતી નથી સર્વને વિ-નાશ વળગે છે જે અવ્યકત હોયછે તેજ અવ્યય અવિનાશી હોય છે. માટે મને એક દેશી મનુષ્ય આકૃતીમાં અને વૈકુંઠપુરી નિવાસી જાણવો તે તેમનો સંભ્રમછે. વસ્તુનીસત્ય ભાવના તેવી કરવાથી તે તેમને તેવા રૂપે ફળે છે અને અં-તમાં વિનાશ પામે છે. ત્રીકાળ સત્ય રેહેતુ નથી. ત્રીકાળ સત્યતો અવ્યકતપદજ રેહેછે. વ્યકતીરૂપ દર્શનમાયાપ્રદેશમાં થાય છે તેથી માયાવી દર્શન છે. ઇંદ્રજાલીક દર્શન છે તેથી વિનાશી દર્શન છે એક-કાળા-વિચ્છિંન છે તેથી પણ તે વિનાશી છે અને અખંડની ખંડાકૃતી તે અપુર્ણ અંગનું દર્શન છે. સર્વાંગનાં પરીપુર્ણ દર્શન તો સર્વદેશી જ્ઞાનચક્ષુ દ્વારાએજ અખંડ એકવસ્તુભાવમાં થાય છે, તેથી તે દર્શન ત્રીકાળ સત્ય દર્શન છે તેથી તે સદાઅવિનાશી દર્શન

છે તે દર્શનનો કદી પણ અભાવ થતો નથી, એવાં અલૌકીક દર્શન પ્રગટભાવે થશે. કદી ચિતશુદ્ધિની ન્યુનતાને લેઇને સાધનોની ન્યુનતાને લેઇને ઈશ્વર પ્રણીધાનની ન્યુનતાને લેઇને જો કદી શ્રીકૃષ્ણ પરમાત્માનાં તેવાં પ્રગટ દર્શન નહીં થાય તો આ લેખ વાંચનારને પરાભક્તીનો તો ઉદય થશે કે જે સર્વોપરી શ્રેષ્ટ ભકતી છે. સર્વત્ર વ્યાપક આકાશ જેમ સર્વથી અભિંન છે તેમ સર્વત્ર વ્યાપક બ્રહ્મ પરમાત્મા સર્વના અંતરાત્મા છે સર્વના અંતર્યામી છે, અખંડ આકાશવત એક છે અને તેથી સર્વના આપાપણાથી અભિંન છે તેમની અભિંનપણે રહ્યા થકા ભકતી કરવી તે-પરાભકતી કેહેવાય છે. જો કદી તેવી પરાભક્તીનો પણ ઉદય નહીં થાય તો પણ આ લેખના વાંચવાથી સર્વોપરી શ્રેષ્ટયજ્ઞ એવો "જ્ઞાન-યજ્ઞ" તોથશે, કે જે, શ્રીકૃષ્ણ-પરમાત્માને ઘણોજ પ્રીય છે ज्ञानयज्ञेन चापन्ये यजंतो विधिपूर्वकं જ્ઞાન-યજ્ઞ દ્વારાએ તેણે મારૂ વિધિપુર્વક યજન કર્યું એમ-ત્રીવિધ જીજ્ઞાસા પેઠે ત્રીવીધ હું માનીશ. આ પ્રમાણે આ લેખ વાંચવાનુ ફળ 'શમન-ભટાટવી' રૂપ છે. સર્વ 'અનર્થોની નીવૃત્તી અને પરમાનંદની પ્રાપ્તીરૂપ' છે. 'સ્વસ્વરૂપજ્ઞાન' 'પરાભકતી' કે 'જ્ઞાન યજ્ઞ' છે. જેમ—

"ચતુરકી બાતમેં બાત, ઓર કેલકે પાતમેં પાત."

એ પ્રમાણે આ પુસ્તક વાંચનારને એ ત્રણે લાભ મળશે.

ॐ शांतीः ॐ शांतीः ॐ शांतीः

# પુસ્તક મળવાનાં સ્થાનકો. ( બુકસેલર્સ

અમદાવાદ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર. ઠે. ત્રણ

વડોદરા—મોહનલાલ મનસુખરામ બુકસેલર. ઠે. લ્હેરીપુરા.

ભરૂચ—દેસાઈ બ્રધર્સ કંપની. બુકસેલર. ઠે. ફતેપુર દરવા

સુરત—લલુભાઇ નારણદાસ બુકસેલર. ઠે. લીંબડાચોક.

રાજકોટ—બેહેચર મેઘજી બુકસેલર. ઠે. બજારમાં.

ભાવનગર—અબદુલહુસેન આદમજી બુકસેલર ઠે. બજારમાં.

,, —ભગવાન દેવશીભાઇ બુકસેલર. ઠે. બજારમાં.

જુનાગઢ—જેસુખલાલ હીરાચંદ બુકસેલર. ઠે. બજારમાં.

મુંબઈ—વસનજી પરમાનંદ ચાહવાળા, બુકસેલર. ઠે. કાલકાદેવીરોડ.

સાર્વજનીક લાયબ્રેરીઓને આ પુસ્તક વગર કીમતે માત્ર પોસ્ટેજ અને સરનામું પ્રકાશકોને મોકલવાથી તેઓ મોકલી આપશે.

અમદાવાદ—સલાપોસરોડ, ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.